# અને શીરીન.

નાટક ૪ અંકી.

રચનાર

"અ. ર. મ."

તે

"પૈસાને પરણેલી પુતળી" નો કર્તા.



મુંબઈ:

ઈનડસ્ત્રીયલ પ્રેસમાં છાપ્યું છે.

સને ૧૮૮૬ ઈસવી.

કિંમત આના દસ.

૨૮૨૨

આ નાટક ઇસિવી સને ૧૮૪૭ નાં ૨૦ માં તથા ૧૮૬૭ નાં
૨૫ માં આકટ પ્રમાણે રેજીસટર કરાવ્યોછે; અને તે ઉપર
. હક તેના કર્તા "અરમ" નો છે તેથી એ
. કુર ધણીની પરવાનગી વના કોઇએબી એ નાટ
કનો, કોઇબી ભાગ, જાહેરમાં અથવા ખાનગી
રીતે ભજી બતાવ્વો નહી, અથવા કોઇએબી
છાપી, અથવા છપાવી પ્રગટ
કરવો નહી.

એના કર્તાને માટે સઘલી ખબર, ઇનિડસ્ત્રીયલ પ્રેસના માલેકથી મલશે.

## નાટક પાત્ર.

| | |
|---|---|
| અરદેશીર ............ | ઇરાણનો શાહ. |
| બેહરામ.............. | અરદેશીરનો વડો બેટો. |
| કાવસ ...... .......... | અરદેશીરનો બીજો બેટો. |
| દીનીયાર ...... ...... | અરદેશીરનો બુઝરગ વજીર. |
| ફરામરઝ ...... ...... | દીનીયારનો બેટો ને બેહરામનો મીત્ર. |
| જાંહગીર ...... ...... | હીલ્લાબાદનો રાજા. |
| બકબક .............. | જાંહગીરની દરબારનો લહુવો. |
| બમન બોબરો ........ | જાંહગીરનાં ગામનો ગરીબ ભરવાડ. |
| ખુશરો ...... ...... | આબદાપુરનો રાજા. |
| મીનોચેર ............ | ખુશરોનો એકપુરો બેટો. |
| શીરીન.............. | જાંહગીરની એકપુત્રી બેટી. |
| ગુલબાનું ............ | દીનીયાર વજીરની બેટી. |

દરબારીઓ, સરદારો, ચોપદારો, અપસરાઓ, જોતીશ, સાધુ, ગામડીયાઓ, ધર્મગુરૂ, ચાકરો, દાસીઓ, ઇત્યાદી, ઇત્યાદી, ઇત્યાદી.

સ્થલ: ઇરાણ અને આશપાશના ગામ.

# દીબાચો.

**મેહેરબાન વાંચનાર,**

કદાપી જો તમે મારો "પૈસાને પરણેલી પુતલી" નો નાટક વાંચ્યો હશે તો તમને તરત માલમ પડશે કે આ નાટક છપાવી પ્રગત કરવામાં મેં કાંઇ પાછી "ગ્રંથ કર્તા" માં ખપવાને મુદ્દલ ઉમેદ રાખી નથી. મેં તે નાટકના દીબાચામાં જેમ કહ્યું છે તેમ આ નાટક ("વાર્તા") ફકટ મારો વખત રમુજમાં કાહાડવાને ખાતર સને ૧૮૮૩ માં મેં લખ્યો હતો. તેથી ખરૂં કહીએ તો એ મારી પેહેલી કોશિશ ગણાવી જોઇએ; અને તેથીજ હું ઊમેદ રાખું છું કે મારા આગલા નાટકની સઘલી ખાંમીઓ કરતાં આ ખેલની ખાંમીઓ મારા કદરદાંન વાંચનારાં જરૂર મને મેહેરબાંનીની રાહે દરગુજર કરશે. આ નાટક પણ છપાવી હું પોતે ખરચમાં ગયો નથી પણ જેમ મારો પેહેલો ખેલ મુંબઇની જાણીતી "બોમ્બે ક્રિકેટ કલ્બ" વાલાઓએ છપાવ્યો હતો તેમ તેઓના આ સાલનાં વારસીક મેલાવડામાં ભજી બતાવાની ખાએશથી તેઓએ છપાવા મારી પાસ ખરીદેલો છે, તેથી હું ઉમેદ રાખું છું જે તેઓને પુરતો આશરો મલશે. આ નાટકનાં વખણો માટે પણ મારા પેહેલા ખેલના દીબાચામાં કહ્યા કરતાં કંઇ હું વધુ લખી શકતો નથી; બલકે તેનાથી પણ તેમને વધારે ખરાબ ગણું તો કદાપી ચાલે કેમ જે તે વેલા મારી વલણ એટલી સારી હતી નહી. આ નાટકમાં પણ સંધી મારી પોતીકીજ મેહનત છે તેથીજ હું આશા રાખું છું જે સખી સજનો મને પુરતો બદલો આપશે જેથી અવાર નવાર એવા ખેલો બાહાર પાડવાની હીમત થાય. આ નાટકમાં આપેલું

ચીત્ર જોકે કલપીત છે તોપણ તેપરથી સ્વપનાના બુરા વેહમો, ખરા પયારની લાગણીઓ, કસરેવજપણું, કાચાકાનની ખરાબીઓ, નઠારાંને ધીકકારવાનાં ગુણો અને હરએક સારી અને માઠી ચીજના ફાયદા તેમજ ગેરફાયદા મારેથી બનીયાછે તેમ દર્શાવાને હું પછાત પડયો નથી. હવે આ દીબાચો ખતમ કરતાં મારાં વાંચનાર પાસ એક ચીજ માટે દરગુજર હું ચાહુંછું કે મારી "પૈસાને પરણેલી પુતલી" માં આપેલી કબુલાત મુજબ મેં હજુર મારો "પૈસાપર પડેલો પેસુ" નો નાટક ચોકસ કારણોસર રજુ કીધો નથી તે મને ક્ષમાં કરવું; કેમજે આ કામમાં મને જો પુરતો આશરો મલશે તો તે સાહેબની મદદથી તે નાટક રજુ કરવાને હું ચુકસ નહી.

મુંબઈ, ૧ લી સપતેમબર ૧૮૮૯. "અરમ"

# અંક પેહેલો.—પ્રવેશ પેહેલો.

સ્થલઃ ઈરાણના શાહ અરદેશીરનો મેહેલ.

અરદેશીરની દરબાર.

**સરદારો, સેનાધીપતીઓ, રામસગરો, ચોપદાર ઈતયાદી.**

(રામસગરો આવકારનું ગીત ગાયછે તેટલામાં અરદેશીર રાજાનો બુઢો વજીર દીનીયાર બે દરબારીઓ સાથ દાખલ થાયછે.)

સોભે સુંસું સોભીત સુંદર સાંહજ— (રાહ.)

ભલે પધારો વજીર દીનીયાર આજ
અરદેશીર રાજાની સેવાને કાજ.—ભલે પધારો.
જુગ જુગ જીવો તમારાં કુટુંબ સાથ
તૈયાર રેહેજો ભીડવા રાજની બાથ.—અરદેશીર રાજા.

(અરદેશીર રાજાના બેટા બેહરામ અને કાવશ તથા દીનીયારનો બેટો ફ્રાંમરઝ આવેછે.)

ઊપલીજ રાહ.

મુબારક હોજો આજનો આ દન
બેહરામ શાહના મુબારીક કદમ.—મુબારક હોજો.
સાથ ભલે પધારો કાવશ તમો આજ
દરબારની રમણીક રચનાનું રાજ.—અરદેશીર રાજા.

ઊપલીજ રાહ.

(અરદેશીર દાખલ થાયછે.)

ઉઠો સઉ જણ કરો તમો નમન
આવે છે આપણું રાજયા સન—ઉઠો સઉ જણ.
ચાલો સઊ ઊઠો, બેગા અત્રાજે માંગો
અરદેશીર શાહનું રાજ અમમર તપો
ઓ પ્રભુ હમને હેવા આશીરવાદ આપો.—ઉઠો સઉ જણ.

સાથ સુખી રેહેજો હમપર જીવજો
એવી છે બંદગી એ ખરી તમો જાનજો

ઓ પ્રભુ હમને એવા આશીરવાદ આપો.—ઉઠો સઉ જણ.

**અરદેશીર**—વાહવાહ; કેવું મધુર ગાયણ. હાઃ (ધંભીરાઇથી) મારા વાહાલા બેટાઓ, મારા શીયાણા વજીર, ને ભલા દરબારીઓ ગઇ રાત્રે મને એક એવો ભયંકાર સ્વપનો આવ્યો જે આજ રોજથી એક પખવાડયું વહી નહી જશે તેની પેહેલાં હું આ દુનીયા ત્યાગ કરી જઇશ. માટે મારા વાહાલા બેટા બેહેરામ મારી એવી ઇચછા છે જે મારી હૈયાતીમાં હું તુંને મારા હાથે રાજપર બેસાડું અને હવેથી ઇરાણના શાહ તરીકે આખાં ઇરાણમાં તુંને જાહેર કરૂં. કેમ મારા ભલા વજીર તું આ વીશે શું વીચારેછે?

**દીનીયાર**—જેહાનપના તમારો આ વીચાર ખોટો છે અને તમારા આવા હાલી વીચારથી મને બહુ ખેદ ઉતપન થાયછે. અજાયબ જેવું એ છે જે તમારા જેવા આકેલ અને દાનાવ રાજાઓ હાવા ખોટા ને હલકા સ્વપનાને માટે એટલાબધા દુઃખદાયક વીચારો રાખેછે. શું તમોને કદી એવું યાદ છે જે સ્વપનામાં દેખેલો બનાવ ખરો પડયોછે? સ્વપનો તે સ્વપનો-જ; અને સ્વપનામાં દીઠેલી ચીજ સ્વપનેજ જાયછે. એમ તો ઘણા જણા સ્વપનામાં રાજા થાયછે, કોઇતો બીલોરી મેહેલો બાંધેછે અને વલી કોઈ તો પરીયાંઓ સાથે પરણેછે; તયારે તે શું બધું ખરૂં જાણવું કે? ના, ના, મારા માનવંતા શાહ તમો એમ બીહીશો નહીં અને નાહેકનું તમારાં દીલ-ને દુખી કરશો નહી.

**અરદેશીર**—કેમ મારા પુત્ર તું શું ધારે છે વારૂં?

**બેહરામ**—સત્ય છે મારા માયાલુ પેદર કે આપણે જો એવા હાલી સ્વપનાથી દરીને આ જગતમાં ચાલીએ તો મારી નાદાનની અકલ પ્રમાણે સુખથી રેહેવાયજ નહી. પણ જો તમો મુરંબીનો એવોજ વીચાર હોય તો તે મુજબ રાજયશનપર બીરાજવાની અગાઉ હું તમારી પાશ કર જોડી વી-

ની લઉંછું જે કૃપા કરી તમારો વીચાર ફેરવવો; નહી તો તમારી મરજી પ્રમાણે ચાલવાને હું તૈયાર છું. પણ આ રાજની દોરી હું મારા હાથમાં લઉં તેની આગમજ એક અરજ ગુજારૂંછું જે મને એકવાર ફરીથી શીકારધાહે જવાની પરવાનગી આપો.

**અરદેશીર**—મારા પ્યારા બેટા તારી માંગણી હુ દીલોજાંનથી કબુલ કરૂંછું. પણ મને લાગેછે જે તું શેકારધાહે જાય તેની આગાઊ મારા સદાના વફાદાર વજીર દીનીયારની બેટી ગુલબાનું કે જેનું રૂદય તારા પાકી જે પ્યારથી બલીને ખાક થઇ જાયછે તેની સાથ તારાં લગન કરી તારાં રાજની લગામ તારા હાથમાં લઇ પધારે તો બહુ સારૂં થાય.

**બેહરામ**—પણ મારા કદરદાંન બાવાજી, હું ધારૂંછું જે મારી શેકારધાહ પછી હું શેહાદી કરી રાજયશનપર બેશું તો બેહેતર થાશે; કેમજે રાજપાત લઉં કે પછી એવી મોજ સોખ મારે મુકી દેવી જોઇયે અને મારી પ્રજાના સુખ અને દેશની આબાદીપર મારે ધ્યાન આપવું જોઇએ.

**અરદેશીર**—ઠીક છે; જો તારી એવીજ મરજી હોય તો તે મારે કબુલછે. જા-સુખેથી-જા. પણ જો જલદથી પાછો ફરજે અને શેકારમાં ઘણો સાવધ રેહેજે. કંઈ સારો શેકાર લાવી તારી છેલ્લી શેકારધાહને મહશુર કરજે.

મારી રામસગરો મારો બેટો શેકારધાહથી પાછો સલામત ફરે તેના આશીરવાદના ગાયણના મીઠા શરોદથી એનું મન રીજવો.

My Grandfather's Clock.—(રાહ)

**અપસરાઓ**—મુબારકબાદી આપીયે છીયે હમો, ભલા પાદશાહ બેરામને.
ફતેહ કરી તમો ફરજો શેકારથી, ભેટવા સરવે હમને.
માંગી લઇએ હમો,઼ઓ પ્રભુ બક્ષો તમો,
દેજો એમને લાંબી જીંદગી,
સદા સુખી રેહેજો તમો, એ છે હમ સરવેની બંદગી.

કોરસ.

જુગ જુગ જીવો, તમો જીવો, તમો જીવો,
જુગ જુગ જીવો, તમો જીવો, તમો જીવો,
એવું માંગીયે હમો, ઓ પ્રભુ બક્ષો તમો—મુબારકબાદી આપીયે.

તારી નેગાહમાં રાખજે એવનને, વીનંતી કરી માંગીયે હમે.
જીવાદજો એ શાહને અમ ગરીબો ઊપર, બેહા છૈએ રાખી તુંજમાં સબર.
માંગી લઇએ હમો, ઓ પ્રભુ બક્ષો તમો,
દેજો એમને લાંબી જીંદગી,
સદા સુખી રેહેજો તમો, એ છે હમારી બંદગી.

કોરસ.

ચાલો સઊજણ ઊઠી ઘેરે જઇએ, ચન્દરજમાં બેહેરામશાહને મલીયે.
હોશે તે શાહેબની આપાણપર મેહેર, તો ગજાવીશું આપણું શેહેર.
વીદા થાઓ હવે, બેહેરામશાહ દલેર, કરીએ આપણ લીલાં લેહેર,
માંગી લઇએ છીયે હમો, ઓ પ્રભુ બક્ષો તમો.

કોરસ.

## પ્રવેશ બીજો.

### સમન ગાન.

(બેહરામ અને ફરામરઝ રસાલા શહીત છાવણી કરી પડયાછે
એક તંબુમાં બેહેરામ અને ફરામરઝ બેઠાછે)

**બેહરામ**—શુક્ર બરહકતાલા. આપણને કેટલી ઠાક ચહડીછે; પણ ઠીક થયું જે આપણે આટલી બોરાકી આપણી સહીત રાખી નહી તો આપણનું શું થાતે તે હું કાંઈ કહી શકતો નથી. પણ ફરામરજ આ મકાન તો બહુ વેરાન દીશેછે અને હંઈ કાંઇ ચોરાનો દર હોય એમ મને લાગેછે.

રખે હંઈ પણ પાછા કાંઈ પીદામાં પડીએ ! આ મારી છેલ્લી શેકારઘાહ ઘણી ભાગયશાલી માલમ પડેછેકેમ જે શરૂઆતથીજ શંકતો વેઠવાં પડેછે.

ફ્રામરઝ—હા પ્યારા દોસ્ત, આપરે હંઈ આવ્યા ત્યારે ગરીબ બીચારા બે ઉમરે પુગેલા માણસો આપશ આપશમાં વાત કરતા હતા કે આવા ચોરોના જુલમમાંથી કીયે દહાડે તેઓનો છુટકો થશે. તેઓ ઘણા ધર્મોતમા અને દયાલુ માલમ પડતા હતા કેમજે તેઓની મરજી કાંઇબી રીતે મારી સાથે ઠગાઇ વાપરવાની હોય એમ દીશતું ન હતું. પણ બેહરામ ખુશી થાઓ. ધારૉ છે જે પેહેલાં જે ઘણાં સંકટ ખમે તે છેલ્લે શુખીજ થાય. તેમ કોણ જાણે વલી આ દુ:ખો ખમી અંતે તમારા નશીબમાં કાંઇ શારો શેકારજ મેલવવાનું સરજેલું હોય કે જેથી તમારી સંઘે વાખ-વાખી થાય.

બેહરામ—હા, એ પણ ઠીક સધ્યારોછે. ચાલો ત્યારે આપણે પાસેના જંગલમાં શેકારે જઇએ. સઘલી તૈયારી કરો.

ફ્રામરઝ—દોસ્ત હું તો ધારૂંછું જે આપણે આ ગામમાંથી પાધરાજ બાહાર નીકલીએ કેમ જે આપણે સલામત રેહેશું એમ મને લાગતું નથી.

બેહરામ—કેમ મુરખા એટલાથીજ દરી ગયો કે? આપણે જાન-વરોથી બીહવું નથી કે નથી ચોરોનો દર રાખવો. આવીરીતે તું મારી સાથે લડાઈમાં આવશે કે? કદાપી તેઓ આપણી સામે થવાને હીંમત કરે તો એકદમ તેઓપર તુટી પડી તેઓનો આપણે કચરઘાન વાલી નાખવો જોઇએ. એમાં બીહેછે શાનો ?

ફ્રામરઝ—વારૂં જેવી તારી મરજી. (જાયછે)

બેહરામ—(એખલો): ઓ પરવરદેગાર હજી મારા પેદરની કાંઈબી ખબર લઇ મારૂં માનશ પાછું ફરશું નથી તેથી હું બહુજ ચીંતાતુર છેઉં.

રખે એવણુની તબીયેતમાં બીગાડો થયો હોય. અરે મારી ગુલ શું કરતી હશે? હજુર તેણે પરણી સાથે લાયો હોત તો મને ઘણી ધીરજ રેહતે પણ કાંઈ નહી; હવે બેચાર દીનમાં પાછા રવાને થવા માંડશું.

(ફરામરઝ દાખલ થાયછે)

**ફરામરઝ**—મારા મુરબી, આદમીઓ તૈયારછે. ચાલો આપણે સામેના મોટાં જંગલમાં જઈએ. એ શીકારથી ભરપુર જગયા માલમ પડેછે. હંઈ બહુ ચીત્તા, હરણ, ભુંદ હોય એમ દીશેછે. ઝડપ કરો જલદી છાવણીમાં પાછા ફરી તમારા પીતાની ખબર મેલવીયે.

(જાયછે.)

## પ્રવેશ ત્રીજો.

### સમનગાનનું જંગલ.

(બેહરામ રસીલા સહીત આવેછે)

**બેહરામ**—હા: આ કેવું દરામણું જંગલ દેખાયછે. ખરે હંઈ કોઈબી આદમીની વસતી હોય એમ દીસતું નથી. પણ ફરામરઝ શબુર. તુંને પેલું દુર કોઈ માણસોનું તોળું નજરે પડેછે?

**ફરામરઝ**—હાય, હાય, બેહરામ આપણે જેનાથી ઘણા દરતા હતા તેઓનાંજ સપાતામાં આવ્યા છઈયે. મેહેરબાન હવે નાહાશો નહી તો હમારા સંધાના જીવ કરતાં તમારો જીવ જે વધુ મુલ્યવાનછે તે નાહેકનો જાતો રેહેશે ને તમારા પીતાને તથા મારા કમબખ્ત બાપને બહુ વીલાપ થશે.

**બેહરામ**—સબુરકર ફરામરઝ એમ ગભરાના. આય જે આગલ કોઈ મોટો કદાવર માણસ આવે છે તે એ ચોરોનો સરદાર હોય એમ દીસેછે. હું એને જઈને મળું.

**ફરામરઝ**—તમે છેક નજદીક જાવોના. એના હાથમાં હથીયાર છે ને તમારા જાણનો ઘાત થશે.

(ચોરોનું ટોળું દાખલ થાયછે.)

**ચોરોનો સરદાર**—(બેરામને) થોભ ઓ માનવી, તું એકદંમ જોશ ભરીયો કયાં ચાલી જાયછે?

**બેહરામ**—સાંભલ ઓ ભલા માણસ, હું અરદેશીર શાહનો બેટો બેહરામ છું, અને હુંઇ શીકાર કરવાને આવ્યોછું. મારી નજર પેલાં દૂર દોડતાં હરણ પર પડી અને હું તેની પુઠેજ જતો હતો તેટલામાં તેં મને અટકાવ્યો.

**સરદાર**—ઠીક છે; તું હરણનો શેકાર કરે તેની અગાળ હું તારો શેકાર કરનારછું. વાસ્તે જો તારો જીવ બચાવવો હોય તો છાનોમાનો આ તારો કીમતી પોશાક અને તારી પાસે જે કંઇ હોય તે મને આપ; નહી તો તું મારયો જશે એમ સત જાણજે.

**બેહરામ**—(ચીરદાઇને) શું ઠગારા, તું એમ ધારેછે જે તારી બીહકથી હું દબઇ જવશ, અને તુંને બધું આપી દેવશ? શું એક તારાં સરખાં નીચ ઘેટાં માટે હું વાઘ સરીઓ બેહરામ બીહીવસ. જા જા તારી મગરૂરીનો હમણા તુંને સ્વાદ ચખાડું છું. સીપાઇઓ પકડો એ હીચકારાને.

(બેહરામ અને સરદાર વચે મારામારી
થાયછે, અને અંતે સરદાર મરણ પા-
મેછે ને ચોરો નાહાસી જાય છે.)

**બેહરામ**—અરે ખુદા તારો તે મારે કેટલો આભાર માનવો જોઇયે કે આજે આ ચોરોપર મેં જીત મેલવી છે; નહી તો મારા જાનની મારા પેદરની ને મારી મોહોરદારની કેવી દુખદાયક હાલત થતે? ઓ ખુદા હું તારો અંતકરણથી ઉપકાર માંનું છું, અને દુવા ગુજારૂં છું જે સદા એવાં સારા કામ કરવામાં મને શાહાય થજે. ચાલો માણસો ગામ ભણી ફરીએ. કેમ ફરાંમરજ હવે તારી ધાસતી મટીકે? પણ મારામારીની વખતે તુ કયાં ભરાઈ બેઠો હતો? મેં તો તુંને નહી જોયો.

ફ્રામરઝ—એ જેહાનપનાહ તમારી સાથે આવીને મને તો બહુ પસતાવો થાયછે. હજી ઘેરેજ હતે તો ઠીક થતે; આવી ધાસ્તીને પીડામાં-થી મોકલો રેહેતે. હવે તો સાહેબ વધુ વખત કાહાડો નહી અને જલદી ચાલો કે સલામત છાવણીમાં પુગીએ તો કંઇ જીવ આવે.

બેહુરામ—ચાલ ત્યારે ઠીકછે. આપણે ઝડપથી એક શીકાર મારી કુચ કરી જશું. સંઘો શામાન લાવવાની બરોબર તજવીજ કરજે. (જાયછે)

## પ્રવેસ ચોઠો.

### હીલ્લાબાદ.

જાંહગીરશાહની દરબાર.

રાજા, વજીર, દરબારી, ચોપદાર, બકબક વગેરે.

જાહાંગીર—કેમ મારા વજીર આજ કંઈ ફ્રીયાદ?

વજીર—હા જહાંપના—

બકબક—માહારાજ કજીયો એકજ છે; સાંભલોછો કે?

જાહાંગીર—હા, તે શું છે.

વજીર—ચોપદાર; પેલા બમન બોબરાને બોલાવ.

(ચોપદાર નમીને જાયછે.)

જાહાંગીર—વજીર આજે કંઇ મને અનમણવું લાગેછે.

બકબક—માહારાજ આજ સુરજ ઘણો વેહેલો ઊગયો હતો, તેથી તે આપણા માથાપર આવી પોહોચયો હશે, અને તેના તાપથી તમને ઊકળાટ થતો હશે. (પાસેના એક દરબારીને) કેમ મારો તાપ ઠીક મારેછે કે? લેવો માહારાજ, આ મંગલ સુરતી કજીઓ ચુકાવા આવીછે.

(બમન બોબરો ચોપદાર સાથ દાખલ થાયછે)

જાહાંગીર—બમન બોબરા તારી શી ફ્રીયાદ છે?

બકબક—કેમ ગભરાય છે કેમ? ફ્રી–યાદ કરી બોલ.

વજીર—બમન તારી ફરીયાદ શું છે ?

**બમન—સસસસ સાહેબ** કાલે મામામામારે ત્યાં કની એક ચચ-ચચ ચોર આયો પણ તેટલામાં મમમ મારી બૈરી જજજ જાગી ઉઠી તેથી તે ભભભ ભાગી ગયો.

**બકબક**—મુર્ખા તે આખો ભાગો, કે તેનો હાથ પગ ભાગો.

**બમન**—મમમમમાહારાજ તે નાનાનાનાસી ગયો.

**બકબક**—એ ઉંધી બુધીના માણસ ઘડીકમાં કહેછે તે ભાગી ગયો ને વલી ઘડીકમાં કહેછે કે તે કાશીઆી ગયો તે કેમ બને ! ભાગેલા પગના માણસથી કાસી જવાતું હશે કે ?

**બમન**—(ઘભરાઇને) અરે ઓઓઓઓદા તે કાકાકાસી ગયો ? મામામાહારાજ કકકયારે ગયો ?

જાહાંગીર—બકબક તું એને એમ ગભરાવના. શું છે બમન બોલ તે કયાં ગયો ?

**બમન**—જજજ જાંહપનાંહ તેતો દોદોદોદારી ગયો.

**બકબક**—હંહં તે એમ બકની. માહારાજ ચોરીમાં તો તે દોરી લઇ ગયો. શું મોટી માલમતા જતી રહી કે ફરીયાદ લાવયો—અરે પણ આ કોણ ?

(બેહરામનો ચાકર દાખલ થાયછે.)

ચાકર—ઓ માનવંતશાહ, ઈરાનના શાહ અરદેશીરનો બેટો બેહરામ હંઈ શેકારઘાહથી આવી પુગોછે તે તમને ભેટવાને ઇચછે છે અને તમારા જવાબની આતુરતાથી વાટ જોયછે.

જાહાંગીર—જા એ શાહજાદાને એકદમ દાખલ કર.

(જાયછે.)

**અકબક**—માહરાજ એની ફરીયાદમાં કાંઈ દંમ હોય એમ લાગતું નથી કેમ જે એના પોતામાંજ કાંઇએ દંમ નથી. એનો ચુકાદો એમ કરો કે તે માણસને હંઈ પકડી લઈ આવે અને તમો માહારાજ તેને શીક્ષા કરો.

**વજીર**—જાંહપના એ ઠીક છે. ચોર જતો રહયો અને તેનાપર ગુનાહ સાબોત થયા વીના સજા તે શી રીતે થાય?

**જાહુંગીર**—નહી; પણ તે ચોરને પકડી ઇનસાફને માર્ગે લાવવાની આપણી ફરજ છે. ખરૂં છે જે એ ગરીબ બીચારાઓ તેઓની પુઠ કેમ પકડે. માટે—

**ચોબદાર**—માહારાજ બેરામશાહ આવીયા.

**અકબક**—કોણને? તુંને કે બોબરાને?

(બેહરામ દાખલ થાયછે બકબક
બમનને હાંકી કાહાડેછે)

**જાહુંગીર**—ભલે પધારો શાહજાદા બેહરામ,
મુબારક હોજો તમને આ હમારૂં થામ.
કેમ થયું છે તમારૂં આવ્વું હંઈ,
વાકેફ કરશો હમને કહી કંઇ.
રાહ જોઉછું તમારા જવાબ માટે,
છે કોઈ બીજો શાહજાદો તમારી સાથે!
કહો હમને તમારી સફરનું બયાન;
સાંભલો વજીર, સરદારો, દઇ અતી ધયાન.

**બેહુરામ**—(બેસીને) જાહાંગીરશાહ અને ભલા સરદારો,
સાંભલો તમો સર્વ આ હેવાલ મારો.
છું હું અરદેશીર શાહનો બેટો બેહેરામ,
ઓચીંતું આવું થયું છે તમારે મુકામ.

મુજ વજીરના બેટા વના નથી કોઈ મારી સાથ;
જે હાલગયોછે મારૂ પત્ર લઈ હાથોહાથ
કે ખુશી થાય મારા પેદરનું બુધ્ધુ તન અને મંન,
ને હું સલામત હંઇ આવી પુગો સાંભલી રેહે તે મધંન.
ગરીબ મારા પેદરે દીઠો એક સ્વપનો,
કે એક પખવાડીયાં કરતાં વધુ તે નહી જીવ્વાનો.
તે વેહેમ લીધો પોતે જીગરમાં કારી,
ન ખમી શકયા તેનું દુઃખ ભારી.
બોલાવી એકદમ પોતાની દરબાર
બનાવા કાહાડયો મને પોતાના રાજનો સરદાર.
છેલ્લી શીકારઘાહ કરવા થઇ માહારી મરજી;
તેથી કીધી તરત મેં પેદરને હેવી અરજી
કે આપો મને તમારી રજા
કે છેલ્લી શીકારઘાહ લાઉ હું બજા.
નીકલયો તેથી કરવા હું શીકાર;
મુસાફરીના દુઃખથી થયો અંતે બેકરાર.
રસતામાં પડયાં ભારે દુઃખ મુજપર;
પણ સરવે સહન કરયાં રાખી સાહેબપર સબર.
પણ સુભાગીયે, આવી પુગો છું હું હંઇ;
બાકી રહયું નથી, વધુ કેહેવાનું કંઇ.
માટે આશા રાખુ છું આપશો મુજને વીશામો;
કેમ જે થોડા વખતમાં હું છું હંઇથી જવાનો.
જાહાંગીર—અહો મારા મીત્ર અરદેશીરના બેટા બેહેરામ;
સમજજ આ પણ છે તારૂંજ મુકામ.
જયાં લગીન ગમે ત્યાં લગીન રેહેજે તું હંઇ;
પછાડ ન પડશું; ન ઘટશે કંઇ.

છે તારે માટે મારી દરબાર, ઘોડાને ગારી;
મારો મેહેલ, મારો બાગ, અને મારીજ વારી.
માટે ચાલો ઊઠો આપણ બરખાસ્ત કરીયે;
બેહેરામશાહ સાથ આપણે મેહેલે જઇએ.
ચોબદાર, દફેદાર ખુબ રાખજો ધયાન;
કે બેહેરામને ન પુગે કાંઇએ અપમાન.
શરૂ કરો રામસગરીઓ તમારૂં ગાયનનું કામ;
કે થાકિલા બેહેરામને મલે ખરો આરામ.

(ગાયછે.)

રામસગરીઓ— (મેહેલમાં રૂસતમ કરો આરામ)— (રાહ).

ભલે પધારો બેહેરામ, મેહેલમાં પધારો બેહેરામ.
પ્રવાશથી તમો, થાકી આવીયા છો
માટે દેવા તમારા તનને આરામ—મેહેલમાં.
મુબારીક હોજો, જાંગીરશાનું આએ દામ
ઓ કૃપા કરી, ગણો તમારૂંજ મુકામ—મેહેલમાં.
તૈયાર છે તમો ખાતર ખુશ વાણી
દેશું ભાત ભાત મેજબાની આણી—મેહેલમાં.
મગરૂબ થાઇએ આજ તમને જોઇ હમો
કે દીધું માન હમને હંઇ આવી તમો—મેહેલમાં.
પ્રભુ બખશે તમને, સર્વ સુખને આરામ
એવું ઇચ્છે છે આ રાજને તેનું થામ—મેહેલમાં.
પાછા તે સાહેબની મેહેરથી તમો જાવો
તમારાં કુટુંબ સાથ-મેલાપ થાવો—મેહેલમાં.
ચાલો બરખાસત કરીએ-કરો હવે ચમન
ઓ શાહ, દરબાર, કબુલ કરો આનમન-મેહેલમાં.

# પ્રવેશ પાંચમો.

## જાહાંગીરશાહના મેહેલનું દીવાનખાનું.

(બેહેરામ બેઠો છે ને જાહાંગીરને શીરીન દાખલ થાયછે)

**જાહાંગીર**—મહારી વાહાલી બેટી શીરીન, મારા માનવંતા મીત્ર અરદેશરનો બેટો આ બેહેરામ શાહજાદો છે. એ આજના દીવસનો આપણો પરોણો છે. માટે હું દરબારમાં જઇ આવું તયાં સુધી એવનની હજુર રહી સઘલી દેખરેખ તું રાખજે.

(જાયછે.)

**શીરીન**—ઓ શાહજાદા બેહરામ તમારી મુસાફરીનું ટુંકું બયાન જે તમે મારા પેદરની દરબારમા કીધું. તે મને મારા બાપે કહયું તેથી મને બહુ ખેદ ઉપજયોછે. ખરેખર એક રાજાના પુત્રથી તે કેમ એટલી રંજ અને મેહેનત ખેંચાય? પણ ઓ શાહજાદા બેહરામ તમારી આ લાંબી મુસાફરીનું બયાન મને તો કહો; તમો હંઇ કેમ આવી લાગા?

**બેહરામ**—ઓ ભલી બાનું શીરીન મારી મુસાફરીનું વર્ણન લાંબુ તેમ દુ:ખદાયક છે. જોકે હું અરદેશીર રાજાનો બેટો થાઉછું, અને મને માણસ, પૈસા, કે ટકાની કાંઇએ ખુટ નથી, તોપણ જે જે ગામો અને જંગલો મેં કાપયાં તેમાં સરવે ચીજો મલવાની કોટાઇથી હમોને ભારે દુ:ખો સહંન કરવાં પડયાં અને ઘણી પીડા થઇ. કેટલેક ઠેકાણે તો નીંદ લેવાને સુવાની પાથરી જગયાબી નહી જડી. પણ આ મારી છેહલી શકારઘાહ હોવાથી એ બધું મેં ધીરજ રાખી સહન કરયું છે અને હું ઘણો-જ ખુશી છું કે આવા સારા મુલકમાં હું આવી પુગયોછું.

**શીરીન**—કેમ વારૂં એ તમારી છેહલી સેલઘાહ કેમ થઇ?

**બેહરામ**—અરે વાત તે શું કહું. ફકત એક હલકા વેહેમથી આએ શેલઘાહ કરવી પડી છે. આજ પંદરએક દીવશની વાત ઉપર મારા પેદરે એવો સ્વપનો જોયો કે તેવણ એક પખવાડયાંમાં હક થશે તેથી તેવ-

ણની એવી મરજી થઈ કે તેવણની હયાતીમાં હું રાજ લઊં અને ન્યાય-ના માર્ગ ધારણ કરૂં. હવે મેં વીચારયું કે જયારે હું રાજપાટમાં ગુતાવું ત્યારે મારથી એવી મોજ શોખ ભોગવાય નહીં, તેથી મેં આ છેલ્લી શેકારઘાહ કરવાનો વીચાર કીધો. હવે મારૂં પયારૂં વતન છોડયા પછી પેહેલાં હું મલાનપુર કરી એક ગામડામાં આવી પુગો કે જયાં ખાવાનું અને પીવાનું તો ભાગીએજ મલે. પણ હમારી પાસ પુરતી ખોરાકી હોવાથી તે ભુખમરાના કબજામાંથી તો હમો સલામત છુટા. પણ માઠાં ભાગ્યેગે આગલ ચાલતાં હમો સમનગાનમાં આવી પુગા. હંઈઆં ચોરાનો એટલો ભય કે અજવાલું બંધ થતાં કોઈની બાહાર નીકલવાની હીમત ચાલે નહી. પણ મારે તો શેકાર કરયા વના ચાલે નહી તેથી હું પાશેના જંગલમાં ગયો અને ત્યાં હમોને ચોરોની એક ટોલી મલી અને તેઓ સાથ ભારે મારામારી કરતાં અંતે તેઓના સરદારનો નાશ થયો અને સરવેજણા ભાગી ગયા. પછી હમોએ તેજ રાત્રે હમારો રસતો કાપયો અને સહવાર પડતાં કોલન ગામમાં આવી પોહોચયા. પણ જેમ કેહેવત છે કે સંકટો એખલાં આવતાં નથી પણ લશકર માફક સાથે આવેછે તેમ હજુર તો બબે પીડા મટાડી રાતનો ઉજાગરો હોવાથી છાવણીથી થોડેક દુર એક સુંદર મકાનમાં સુવાને ગયા તો સાંહાંજ પડતાં તેજ મકાનમાં એક ભારે આગ લાગી અને હમોને કાલાં ભમર અંધારામાં કુચ કરવાની દુખદાયક ફરજ પડી. પણ ખોદાની મેહેરથી બામદાદ પડતાં તમારા સુરંબીના મુલકના સુભ દરશન હમારી નજરે પડયાં અને તમારા પીતાજીની કૃપાથી આજ આ સુખમાં હું બેસી આરામ લેવા પામયો છું.

**શીરીન**—હા તમારા આ ભયંકાર હેવાલથી મને એટલી પીડા થાય છે કે હું મારા પેદર તરફથી તમોને અરજ ગુજારૂં છું જે તમો હમારે મુકામે થોડોવાર વધુ રહો. હું પોતે તમારી ચાકરીમાં જરાપણ કસુર

દેખાડીશ નહી, અને તમારી યોગય સાહરવાર હું કરીશ. અને જો તમોને રીસ ન ચઢે તો તમારી તાબેદાર સ્ત્રી તરીકે તમારૂં બધું કામ હું રાજીથી માથે લઇશ. આશા રાખું છું જે તમો મારી સાથે માયાથીજ વર્તશો, ને મારી માંગણી નામંજુર કરશો નહીં.

**બેહરામ**—ઓ નેક બાનુ તમારે એવા શબ્દ મારી હજુર બોલવા ન જોઇતા હતા. તમારી મારાપર એટલી તો મેહેરબાની થઇ છે અને તમો એટલી તો માયા દેખાડો છો કે જો તમારી માગણી હું ના પાડું તો મારા કરતાં વધુ નીમકહરામ શખ્સ બીજો કોઇ થયો હશેજ નહી. મારા વીચાર પ્રમાણે એવી ધન્યવાન બૈરી મારા નશીબમાં હોય તો મારે ખોદાનો કેટલો ઉપકાર માનવો જોઇએ તે હું કહી શકતો નથી.

**શીરીન**—વારૂં ઠીક ત્યારે તમો એટલા મેહેરબાન છો તો મને તમારા મીઠા સરોદથી ખુશી કરો, ને મારી માંગણી કબુલ કરો.

**બેહરામ**—ઓ મારી કદરદાંન શીરીન આ ગાનું ગાઇ પછી તમો પણ મને તમારા બુલબુલી અવાજે આશા છે જે ખુશી કરશો. મારી મુસાફરીનો હેવાલ ફરીથી ગાઇ બતાવું છું. (ગાયછે.)

બહોત અપને જીકો જો હમને જલાયા—(રાહ.)

સાંભલ જે મારી શીરીન આએ તું ગાનું
કેમ થયું મુજનું હંઇ આવવાનું.—સાંભલ.
મુજના પેદરે દીઠો એક સ્વપનો
કે એક પખવાડયાં પછી નહી જીવવાનો
તેથી વીચાર કીધો મને રાજ આપવાનો—સાંભલ.
બક્ષશયું તેને મને પોતાનું રાજ
તેથી નીકલયો હું શેકારઘાહને કાજ
આવી પડયો છું હું હંઇરે આજ.—સાંભલ.

માંગણી મેં કીધી જવા શેકારઘાહે
કેમકે પછી રાજ બરોબર થાએ
એવોજ વીચાર મેં કીધો ત્યારે.—સાંભલ.

દલગીર થાઇ આપી મને તે રજા
છોડયું વતન રાજ ને મારી પ્રજા
કરવા સેકારઘાહની છેહલીરે મજા.—સાંભલ.

દુઃખો તો પડયાં પેહલે મને બહુ
પણ હમના તે વીસરી હું ગયોછું સઉ
કેમજે જોઊ છું તને ઓ પ્યારી હું.—સાંભલ.

તારા ઇશ્કે કીધો છે મને ઘેલો
હવે હું તુંને નહીરે ભુલવાનો
જ્યાં લગીન આ દુન્યામાં જીવવાનો.—સાંભલ.

પરવાલા જેવા તારા હોઠ હું દેખું
ચલકતું નીદારબી હું તો જોઊછું
તારી ખુબસુરતીનું શું કહું હું.—સાંભલ.

હવે આ ગાનું હું ખતમ કરૂં છું
સદા સુખને સંપથી રેહેજે તું
ઓ ઇશ છું તારો ઊપકાર માનું હું.—સાંભલ.

**શીરીન**—વાહવાહ આ કેવું મીઠું ગાયણ છે. અરે ખુદા આવો નેક ભરથાર તેં મને આપયો તેનો હું કેમ કરી તારો બદલો વાલી શકશ? મારા વાહાલા બેહેરામ મારી કબુલાત મુજબ હુ પણ આ ગીત ગાઊં છું પણ મારી ખાતરી છે જે તમારા ગીત સાથે તેની કસી સરખામણી થશે નહીં; પણ કાંઇ નહી. દરેકજણે પોતાનું બોલેલું પાલવું જોઇએ, તેથી હું પણ મારા વચનથી ફરતી નથી. મુજનું દુર ભાગય દુર થયું તેની ખુશાલીનું આ ગીત છે. (ગાયછે.)

સરાબ બહોસથીના હોશે પીવા માહસે લઇએ.—(રાહ.)

સાંભલો જાની મારા, આ મુજનું રે બયાન
કૃપા કરી દેજો એપર તમો અતી ધયાન.—સાંભલો.
આજ કેટલાં વરસ થયાં, રહીછું હું રે ગમગીન
સબબ એટલો કે હતી-હું આશક બીન.—સાંભલો.
પણ તે સાહેબે કીધીછે, આજ મુંજપર મેહેર
મોકલયા છે તમુને, મુજ ગરીબને શેહેર.—સાંભલો.
સાથ તમોએ માયા બતાવી, કેટલી આજ મુજે
કેમ કરી હવે વીશરૂં, ઓ બેહરામ તુંજે.—સાંભલો.
માંગી લઊંછું કર જોડી, કર મુજને તારી સ્ત્રી
સાંહય થજે મુજને, ઓ મારા હરી.—સાંભલો.
રેહેવશ સદા તારી હું, બાનુ નેક ને વફાદાર
કદી નહી પછાત પડશે, મુજનો ખરો રે પયાર.—સાંભલો.
સદા બજાવું તારી ચાકરી, જો નેકા ગાંઠ જોડે
નહી તજું તુંને, જયાં લગીન આ જીવ તોડે.—સાંભલો.
ખતમ કરૂં આ મારૂં ગીત, માગી લઉં ઓ પ્રભુ તુંજપાસ
મેહેર કરી પુરીપાડ, મુજ ગરીબની આસ.—સાંભલો.

બેહરામ—શાબાસ, શાબાસ, એથી ચઢીયાતું ગાયણ કેઇ કલાવંતી ગાવાની હતી. શીરીન જે, ગાયણ, અને નાચરંગમાં જાંણીતું અને કુશલ હોયછે તેની બરાબરી આજે તેં કીધીછે. અને તેથી હું અભીમાંન લઊછું જે મારી સ્ત્રી હાવી ભાગયશાલી છે. ચાલ મારી નાજની હવે આપણે વીદાય થઇએ. વખત ઘણો જતો રહયોછે અને તારા પેદરની દરબારમાં મને હાજર રહેવું જોઇએ. જો ખુદાનો હોકમ હશે તો ચંન્દ રોજમાં મારી માંગણીમાં ફતેહ પામી હું તને મારે મુકામે લઇ જઇશ. પણ શીરીન તું ખરેખર મને ચાહેછે કની? તું નાતો નહી પાડે? કેમકે

કાલ સાંહજેજ મારા સાંભલવામાં આવ્યું જે તેં આસપાસના ઘણાં સાહાજાદાઓને ના પાડયું છે, અને જોકે તારા બાવાની મરજી કોઇ મીનોચેર નામના શાહજાદા સાથે તારા નેકા કરવાની છે તે છતાં તું હઠ લઇ બેઠી છે. યાદ રાખજે કે તું મને કબુલ થઈ ચુકીછે જો ફુસાવતીના હો.

શીરીન—વાહાલા બેહરામ, શક દુર કર, ને લે આ વચન
કે તારાં ને મારાંજ અંતે થાશે લગન.
તારા પયારથી જળે છે આ મુજનું જીગર ખાક
પયાર છે તુજ તરફ ખરો ને પાક.
ન ખમાઇ શકશે તારી જુદાઈ
તેનાથી થાશે જીંદગીની કોટાઇ.
અફસોસ કે મારા પર રાખેછે એવો શક તું યાર
શું એમ કરી મને છોડી ચાહેછે કરવા તદન લાચાર ?
સત્ય જાણજે બેહેરામ તુંજ મારો ધણી
તારા પ્યારે અત્યારથીજ છે મારી ઘોર ખણી.
શું બળું કે ખાકમાં જઇ હું મરૂં ?
શું તને છોડું ? કેમ કરી હું એમ કરૂં ?
કહેછે શું ? કેમ હવે મારા બેરામ
કરેછે મને તારી સ્ત્રી કે તારો ગોલામ ?

બેહેરામ—ઓ મારી દીલદાર ઓ મારા જાનના હાર
કેમ કરી થઇછે તું એટલી ગમખાર ?
શું કામ કરેછે ગમગીની ? કાંય બાલેછે જીંદગી તારી ?
લે આ વચન હું છું તારો ને તુંજછે મારી.
માલમ પડેછે મારે ખાતરજ છે તને સરજી
પરણસ હું તનેજ, જો હોય તારા બાપની મરજી

કબુલ હું થાઉછું વહાલી શીરીન મારી
આશાછે જે આ કોલ રેહેશે ભેદમાં; પ્યારી
ખોદા ના કરે જો તું મને ન મલે
તો તારો બેહેરામ બીજી કોઈને નહી પરણે.

**શીરીન**—બસ બસ મારા વ્હાલા બેહેરામ તમારા પ્યારની મારી એટલીતો ખાતરી થઈછે જે હવે વધારે તમોને રોકવા હું માંગતી નથી. જાવો તમો હવે મારા પેદરને મલો.

(જાયછે)

"Sweet Home."—(રાહ)

**શીરીન**—મુજપર મેહેર કરજે, તું પાક પરવરદીગાર
અંતકરણથી આપ્યોછે મારા બેહેરામને પ્યાંર.

**કોરસ.**

તું આપનાર, તું સઉનો મદદગાર
તું છે બખ્શનાર, મને પાર ઊતાર
આપ મારા પેદરને તું તાહરી શાહય
કે મુજની અરજી માન્ય થાય.

તુંઇ કરેછે ખુશી, તુંજ કરે સઉને સુખી,
તુંજ બખ્શેછે મેહેર, તુંજ વન રહીએ દુ:ખી.

**કોરસ.**

કેમ કરી ભુલું તારો આભાર, સદા માનું હું ઉપકાર,
તુંજના આસરાને આધીન, કર મારી દુવા આમીન.

**કોરસ.**

## અંક બીજો.—પ્રવેશ પેહેલો.

જાહાંગીરની દરબારનુ દીવાનખાનું.

(જાહાંગીરને બેહેરામનું દાખલ થવું.)

**જાહાંગીર**—કેમ મારા પ્રીય મીત્ર બેહરામ, તમે ખુશ તો છો ?

**બેહરામ**—મારા માયાળુ મુરબી, તમારી મેહેરથી હું ખુશી અને સુખી છેઊં પણ એકજ વાતે મારા મસ્તકમાં સંતાપનો ઝરો વેહેતો કરયો છે.

**જાહાંગીર**—કાંય તે શું છે વલી ? (ચીરદાઇને) શું મારા માણસોએ કાંઇ અપમાન કરયું છે ? શું તમને કંઇ ઇજા થઇ છે ? શું કોઇએ માઠું લગાડયું છે ?

**બેહરામ**—નહી નહી એમાનું કાંઇ નથી તમારો ગુસ્સો શાંત કરો. મારા મનની શાનતીનો ભંગ તમારા માણસોથી થયો નથી, પણ તમારીજ મેહેરબાંન બેટીએ મારાં આ કાળજામાં પ્રેમનો ઝરો વેહતો કીધો છે તેથી હું આટલો ઊદાસી ને ગમગીન છું.

**જાહાંગીર**—ત્યારે શું તમારો મારી બેટી સાથ પરણવાનો વીચાર છે ?

**બેહરામ**—હા, જો આપ પરવાનગી આપો તો તમારી શીરીનબાનુંને હું પરણવાની માગણી કરૂં.

**જાહાંગીર**—થીક છે બેહરામ પણ દલગીર છું જે મારી બેટીનો વીચાર હમારી પાસેંના રાજા ખશરૂના બેટા મીનોચેહેર સાથ કરવાનો છે.

**બેહરામ**—જો એમજ હોયતો હું વીનતી કરી માગી લઊં છું જે મારી હજુર તમારી બેટીને પુછવું, જે મારાપર કે મીનોચેહેરપર તેવણ વધારે પ્રસંન્તા બતલાવે છે અને જે તેણી કહે તે માન્ય કરવાને હું બંધાઊછું.

**જાહાંગીર**—પણ બેહરામ મારો પોતાનો વીચાર તેણીને મીનોચેહેરને આપવાનો છે તેથી—

બેહરામ—જેહાનપના બેઅદબો માફ છે; પણ આપ પરણવાના નથી. શીરીનબાનું પરણવાની છે. માટે તેવણુની મરજી પર રાખવું જોઇએ.

જાહાંગીર—ઠીક છે ત્યારે. હંઈ કોઇ છે?

(એક ચાકર હાજર થાય છે.)

ચાકર—હાજર જાંહપનાહ.

જાહાંગીર—જા, મારી બેટી શીરીનબાનુને તેડી લાવ.

ચાકર—(જતાં જતાં બાજુએ) શું હંઇ કંઇ ચોકઠાં બેસાડવાની યુકતી ચાલેછે કે શું?

જાહાંગીર—વારૂં મારા વાહલા બેહરામ મારી બેટી આવે તેની અગાઉ હું તુંને પુછવાની રજા લઊં છું જે તારા બાપને આ જોડી પસંદ પડશે?

બેહરામ—મારા માનવંત મુરબી જ્યાં છોકરી છોકરાની મરજી થઈ ત્યાં મા બાપનો વીચાર શાનો જોઇએ? શું માં બાપ તેઓને પરણવાનાં છે કે? પણ જુવો તમારી બેટી આવેછે.

(શીરીન દાખલ થાય છે.)

જાહાંગીર—માહારી વાહલી દુખતર તને આ સમયે બેહરામની આગલ બોલાવાનું શું કારણ હશે તેનો કદાચ તને વીચાર તો આવતો હશે; પણ હમણા હું તારૂં મન શાંત કરીશ. પણ જોજે; આ મારા સવાલનો ઊત્તર આપે તેની અગાઊ ખુબ વીચાર કરજે. મારે તારી શેહાદી મીનોચેહેર શાથ કરવાનો પક્કો વીચાર છે, તે તો તું જાણતી હશે. એ શાહાજાદો કેવો રૂપાલો, દ્રવ્યવાન, અને માયાળુ છે તે તો તને સારી પેઠે માલુમ લડાઇમાં ને બહાદુરીમાં એના જેવો બીજો પુરૂષ મેં દીઠો નથી. તે ઘણો ધર્માતમાં, માયાલુ, પરોપકારી અને ન્યાયના માર્ગ અને ની નારો છે; એ સઉથી તો તું વાકેફ છે. અને આખર તારૂં ડા

અતી ખુશી થયો છું જે તેં એને વરવાને પેહેલેથીજ કબુલ કીધું છે. પણ હંઇઆં તું આ બીજો નર જુવે છે જે તારો હાથ મેલવવાને ઘણો આતુર દેખાયછે. હું એને ઘણો પીછાનતો નથી પણ એ મારા મીત્ર આરદેશીર નો બેટાછે એજ ઊપરથી મેં એને માંગણી કરવાની પરવાનગી આપી છે. તેટલા માટે હું તુંને પુછુ છું કે મીનોચેહેર અને બેહરામ એ બંધેમાં તું કોણને વધું પસંદ કરેછે! જોજે, વીચારીને બોલજે કે પછી પસતાવો થાય નહી.

શીરીન—મારા માનવંત અને સદાના કદરદાંન પીતાજી ખરેખર તમોએ જે કહ્યું તે સંધાપર વીચાર કરતાં મને બેહરામ વધારે પસંદ પડેછે. અને હું કરજોડી માગી લઊં છું જે મને એની માનવંત સ્ત્રી થવા દો. જો કે મીનોચેહેર દ્રવ્યવાન છે પણ જેટલી લડાઈ બેહરામે કીધીછે તેટલીના નામ વટીક પણ એને સાંભલ્યા નહી હશે. આપરા મુલકમાં આવીયા તેના પેહેલાં રસતામાં જે જે દુ:ખો અને સંકટો એમને વેઠીયાં અને નાપેકાર ચોરોને મારી હઠાવ્યા, તથા જંગલી જાનવરોપર જીત મેલવી બચારાં હમેશના દુ:ખી-યારાં પ્રાણીઓનો જીવ સદાની ઇનતેજારી અને ધાસ્તીમાંથી મોકળો કીધો એ સરવેનું વર્ણન જો મીનોચેહેર શાંભલે તો ખરેખર ઠરઠર કાંપે. માટે વહાલા પીતાજી મને તમારી રાજી ખુશીથી હમણાંજ એમને પરણવાની પરવાનગી આપો કે મારી જીંદગીના બાકીના દીવશ હું હવે મારા આબેરીના ધણી સાથ શુખમાં ગુજારૂં.

જાહાંગીર—જો તારી એવીજ મરજી છે તો હું મોટી ખુશી સાથ રી અરજી માન્ય કરૂં છું અને આ તારો હાથ બેહરામને આપું છું.

(હાથ જોડાવી.)

બહ્રા બેહરામ, હંઇ તું આવ;
ાથ તારી મોરદારને લાવ.

મુજની રાજી ખુશી અને મંન,
કબુલ કરે છે આ તમારાં લગણ.
શદા સુખી રેહેજો જુગ જુગ જીવજો;
સ્ત્રી અને ભરથારનાં ખરાં સુખ પામજો.
મેહેર કરજે ઓ ઇશ તું એવા ઊપર;
આપી છે મારી બેટી રાખી તું જમાં સબર.
છૈએ હમો સરવે તારા આસરાને આધીન;
થજો આ મારી દુવા, આમીન; આમીન.

## પ્રવેશ બીજો

મહેલની બાહરનો દેખાવ.

(ગામડીઆઓનું એક ટોળું આવે છે.)

**૧ લો ગામડીઓ**—કેમ ભાઇ આજે આપરૂં નશીબ ફુયટું હો.

**બીજો**—કીમ, કીમ, હાને ફુયટું. વલી તે હી અભાગ આવેલી; અરે બોલને.

**પેહેલો**—અરે અભાગ શેની? અભાગ ન આવેલી. જો આપરૂં નશીબ તો વએધું વએધું.

**બીજો**—તે તું તો કહેકે ફુયટું ને, ધડૈદા બોલતાં એ આવદે કે નહી

**ત્રીજો**—હત્યાનાહ જાએ એનું, આવદતું હતે તો તારી માફ ધકેલા ખાતે કે?

**પેહેલો**—એટલે હું વરી? ફુયટું નહી તો માટું થીયું: લીયો આ જાએલું બોલી. આપરા રાજાની હોકરી પરણે ને હું નણે કંઈ લાભ નહી થાય કે? ત્યારે નહીબ ફુયટ

**બીજો**—હોય, હોય, બાપ મારા. આ હી વાત. એ હું પે અરે નહીરે—એ ઓલ્યા રાજાનું નામ હું ઓલો જે આપરી હાજાદી હાથે પરણ

ત્રીજો—પેલા મીનોચેહેર કે ?

બીજો— હં હં તે તે બીમારેન નહી તે મીનોચેહેર હાથે પરણે કે ? હું તો એના ગામમાંથી હાંજે આવેલો તે મેં તો કાંઇએ નહી હમજેલું.

પેહેલો—એ પેલા આદમી; તે કાંઇ તેણી હાથે પરણે કે ? અરે મેર; ઇતો પેલા થોડા દીહ થયા પેલા નવો કોઇ રાજા નીહ આવેલો ? તેને પરણે તેને.

બધા—હં, હં, હં, હવે હમે હમજયા.

પેહેલો—હંઇ તો ભાઇ નવા નવા મોનાં જોઇને ચાંદલાં થતા દેખું જી, હું હું.

બીજો—ચાલો ભાઈ આપણે હું ? જોઇએ તેની હાથે પરણે. કઈ મારી ને તારી હાથે પરણવાની ઉતી કે? પણ આપુણે તો મજાજ છે જો ભાઇ.

ત્રીજો—હોવે હોવે; પણ પણે જો; પેલા બધા ભેંભું, તરરર, ધરરર, ધમ ધુમ, પેં પેં પેં પેં કરતા ચાએલા. જો. જો ફીવી મજાહ પદે.

બીજો—ચાલ ને આપણે બી હોંદીએ.

પેહેલો-ચાલો ચાલો છેતરાં, બેતરાં હોદી મેલો ; ચાલો ભાઇ આપરે તો આજે મોજ કરવા આવેલા ; હાએબ મેહરબાંન હો ; હાએબ મેહેરબાંન.

બીજો—પણ જોની ભાઇ મેં આ લગણનું ગાયણ જોદલું તે ગાંઉ ; રાજાજીને ઠીક લાગેહ કે?

—જોઉ જોઉ ગાતો ખરો.

ભઇ કોઈ ચેંચું કરે નહી જો; બધાં હાંભરો.

(ગાયછે.)

ચાલો શજની ચંદની રજની ગમતાં ગીતદાં— (રાહ.)

ચાલોરે હંધા, તાબડા ફોદી, મધુર અવાજે ગીતો ગાઇએ
બેહરામહાને હીરીનબાંનુંને, આજે ભેગા થઇ હાથે પરણાવીએ—ચાલો.
અરદેહીર રાજાનો બેટો બેહરામ, ગણાય હાએ ઇરાણ આબાદ
એનુ રાજ અમંર તપો એના ખાતર ભીદીએ આપણ હર્વે બાથ—ચાલો.
હીરીનબાનું જાંગીરહાની બેટી થઈ છે આજથી રાણી
ઇહર કરેને દુર રહે એ જોદાંથી હગલી જાતની હાણી—ચાલો.
રાજા બંખહો હમને કાંઈ, હુભ લગન થયાં છે આજે
આવીયા હૈએ હમો બધા, કાંઇબો આહોદાદ લેવા કાજે—ચાલો.
ખુદા કરેને તમો જીવો, હમપર રાજ કરવા હદા
ખરે ખાટ તમારે ખાતર, ખુદાએ કીધા છે હુમ હરવેને પેદા—ચાલો.

ત્રીજો—મેર મેર મોટું ગાનું ગાયેલું. જો આ હું ગાંઊ તે હાંભલ. પણ જો ભાઇ મને ઊચકી લેજો.હો. હું ગાંઊ, તમો ગાઓ, એમ બધા એકકી લીહોતી ગાઇએ, ચાલો જોઉ.

(બધા ગાયછે)

કાલીધતા-- (રાહ)

બધા—ઊપજે છે હમ હરવેને ખુહાલી, બેહરામહાના લગ્ન કાજે
ભેગા થયા છે એ હાલ હમો આહીરવાદ દેવા આજે—ઊપજેછે.
૧ લો—ખુહખુહાલીનો નથી કાંઇ પાર,
૨ જો—હઊ આવે છે તમારે દવાર
૩ જો—ખુદા થાય તમારો યાર
બધા—એવી છે હમારી બંદગી, ભોગવો તમો લાંબી જીંદગી
હમપર રાજ કરવા, ભેગા થયા છે એ આહીરવાદ દેવા—ઊપજેછે.
-મુબારક હોજો આજનો દન, ચીજવે છે તે હરવેનું મંન
પોદા બખહે તમોને અકલ ગ્યાન, હાથ તનંમનને ધંન—ઊપજેછે.

૧ લો—નેક રાહે તમો રાજ કરજો
૨ જો—હમ ગરીબની દાદબી લેજો
૩ જો—ને હમોને આહોદાદ આપજો
બધા—રેહેજો તમો હદા હુખી, હંપ હાથે
એવું માંગે હે તમારા હેવકો—ઊપજેછે.
બધા—ચાલો હવે આપણે જઇએ, હઊ ભેગા આપણે મુકામે ભાઇ
હવે રહ્યું નથી કાંઇ કામ, આપનું આજ હાંઇ.
૧ લો—હવે જઈ મીથાઇ ખાઇએ
૨ જો—જાહાંગીરહાને નમહકાર કરીએ
૩ જો—ઇહિવા હે દુવા આપણે માંગીએ
બધા—કે રાખે હઊને ચમંન, કરીએ હેલ્લું નમંન
તે પ્રભુને તેની દુવા માગવા કાજે—ઊપજેછે.
૧ લો—વાહ વાહ ચાલો ભાઈ બંધ કરો આ ગાનું,
કે જઇને ખાઇએ આપણું ખાણું.
બધા—હોવે, ચાએલાજો—આ હમે તો ચાએલા. હાએબ મેહેરબાન.

## પ્રવેશ ત્રીજો.

### જાહાંગીર રાજાનો મેહેલ.

(જાહાંગીર. બેહરામ, શીરીન, ધર્મગુરૂઓ તથા સરદારો બેઠાછે અને ગાયણ ચાલેછે.)

"Whist Whist"—(રાહ.)

શમસગરો—ઓ પ્રભુ તારી શકતી ખરે છે અપાર
પશુ પક્ષી પણ શમજે છે પ્યાર
તો હમ મનુષ્યો કેમ નહી કરીએ વીચાર
મીઠા મધુર છે સરવેને પ્યાર

કોરસ.

પ્યાર પ્યારો છે, પ્યાર પ્યારો છે,
તે તો સરવે કોઈ જાણે છે
પ્યાર આંધલો છે, પ્યાર આંધલો છે,
તેબી સરવે કોઈ જાણે છે.
માટે પ્યારના કરતા કોઇપર બેહદ
અતી પ્યારથી થાયછે અંતે ભાજગડ
માટે પ્યાર કરતી વેળા કરજો વીચાર
નીભશે કે નહી તે પ્યાર વધુ વાર.

કોરસ.

કાટીલ ઝેહેર માફક ઠડશે પ્યાર
હદ બાહાર હોશે તો કરશે ખુવાર
માટે પ્યારનો કરજો ખુબ વીચાર
કે શુખી થવા બદલે ન થાવો લાચાર.

કોરસ.

**બેહુરામ**—હા, હા, હા, આ ગાયણના મીઠા શરોદથો મારો જીવ કેટલો ખુશી થયોછે. ખરેખર ગાયણ તારાં કરતાં મધુરી ચીજ આ દુનાયામાં બીજી કાંઈ હોય એવું મને લાગતું નથી. તું દુઃખીને તેઓના દુઃખ વીસરાવેછે, ગમગીની દુર કરે છે, અને વીલાપનાં અને ત્રાસદાયક સ્થલોને રંગીલા બાગ બગીચા બનાવેછે. તારી ખુબી ગાવી એ સ્તુતી પાત્રછે પણ કોઇથી પુણું રીતે ગવાય એમ નથી.

**જાહાંગીર**—મારા બેહેરામ મારા પ્યારા બેહરામ—

**બેહરામ**—કેમ મેહેરબાન પાદશાહ.

**જાહાંગીર**—કેમ તમો તો આ ગાયણ સાર

ગાયણુની સ્તુતી ગાવા પડયાછો. કેમ ત્યારે વધુવાર હંઈ હવે રેહેસો કેની?

**બેહ્‌રામ**—મારા માનવંત શાહ ખરેખર મને માફ કરો. મારા પીતાજી એટલીતો આતુરતાથી મારા પાછા ફરવાની વાત જોતા હશે કે હરઘડી તેમને એકેક દાહાડા જેવી લાંબી માલમ પડતી હશે. કારણકે એક પખવાડીયામાં પાછા ફરવાની મેં કબુલાત આપી હતી અને આજ મને મારૂં પ્યારૂં વતન છોડયાને લગભગ વીસ દીન થયાછે; તેથીજ મને જલદી રવાનાં થવા દો કે એક મહીનામો મારી શેકારઘાહ પુરી થાય.

**જાહુંગીર**—ઠીક છે; તારે ચાલો હવે વખત રહયો નથી. માટે આ ધારાના ગાંઠથી બંધઇ તમો સવારે કુચ કરવા ધારોછો તે પારપાડો. ઓ માહધર્મ દેવ તમો તમારા પુરતા આશીરવાદ આ જોડાને બખશો કે એઓ શદા શુખી ને ખુશી રહે.

**ધર્મગુરૂ**—(હાથ જોદીને) દીયો દીયો દાતારનું નામ;

ફતેહ થાય તમારૂં કામ.
ઇરાણનો શાહાજાદો બેહરામ

પરણે શીરીનબાનુંને આ મુકામ.
જીસતી, હસતી, ફીસતી, એમાં છે બહુ ભેદ;
તમારા દુર ભાગયનો નહી કરો તમો કાંઇ ખેદ.
સરજીછે તે સાહેબે આ જીંદગી;
કરો લો સદા તેની બંદગી.

દુન્યા છે એક તોફાની દરીઓ;
શરીર છે આપણનો મછવો.
આપનો જીવ છે હાકનારો ખારવો;
યાઇ સેલગાહ પુરી કરી તમો પધારો.
હુ જગતમાં તોફાંન;

આવી પડશે હાંણીમાં તમારો જાન.
રાખજો તે સાંહેબમાં ઇમાન
લડવા આપ્યાંછે તમને તીર ને કમાન.
કરજો આ જગતમાં ભલાઇ સદા;
જુદાઇ માટે નથી તમને કીધા પેદા.
સંપ રાખી રાજ હમેશ કરજો;
સરવે પ્રજા પર નેક નજર રાખજો.
રેહેજો સદા પરમેશ્વરને આધીન;
સદ હજાર વરસ જીવજો–થજો આમીન.

જાહાંગીર—હું પણ દુવા દઉછું તમને;
શદા માયાલુ રેહજો હંમને.
દીકરી, ઉધારી છે તને બહુ મેહેનતથી.
ખુદા રાખે તને દુર સઘળી જેહેમતથી.
સદા સુખી રેહેજે, સાથ તારો ભરથાર;
ચુશત અને પાક રાખજે સદા તારો પ્યાર.
નમું છું તે મોટા સાહેબને હવે હું;
ઘણું જીવજે, વાહાલી દીકરી તું.

બહેરામ અને શીરીન } જાહગીરશાહ અને મેહેરબાન ગ્રહરથો;
ભેગો ઊપકાર માનીએ છીએ આજ હમો.
તમારા આશીરવાદથી થયા છેઇએ આભારી;
બદલો આપશું દેખાડી માયા હમારી.
ખોદા પુરી પાડજો સર્વે મનુષ્યની આસ.
હમો પણ માંગી લીએ છીએ તે શાહેબની પાસ;
રજા માંગી લઇએ છીએ હમો જવા હમારે ગામ;
ઓ ઇશ બખશ જે હમારા પેદરને સૂખ ને આરામ.

**જાહાંગીર**—ભલે પધારો મારાં વાહાલાંઓ ને તે સાહેબની મેહેરથી સલામત પોહોંચી હમને તુરત ખબર કરો. ઉઠો ભલા વજીર, દરબારીઓ ને મારી રામસગરીઓ મુજની બેટી અને મારા જમાઇને ખુશાલીના શરોદથી આશીરવાદ દેઓ.

(ગાયછે.)

Glory, Glory, Abyssenia—(રાહ.)

**રામસગરીઓ**—ભલે ભલે પધારો નેકનામ,
**જાહાંગીર**—ખુશ ખુશાલ પોંહોચો તમારે ઠામ;
**વજીર**—મેલવો અસલી કીરતી ને નાંમ
**સધા**—ઇચ્છીએ અંત કરણથી હમો–ભલે ભલે
**જાહાંગીર**—ખુદા કરે સફર થાએ સલામત
**વજીર**—છોડી જજો રાજની કંઇ ખટપટ;
**રામસગરી**—ખુશાલ જમી, નોશ કરો ગટગટ
**સધા**—ઇચ્છીએ અંતકરણથી હમો--ભલે ભલે
**જાહાંગીર**—તંનદરોસ્ત, મંનદરોસ્ત, પાછા આવજો,
**વજીર**—મેહેરબાનીની નેક રાહે ચાલજો;
**રામસગરી**—જય કરી શજી જુગ જુગ જીવજો
**સધા**—ઇચ્છીએ અંતકરણથી હમો--ભલે ભલે
**જાહાંગીર**—નેક પેદરને પોહોંચાડો મારો સલામ,
**વજીર**—તારીફ જાબજા કરો, નેક છે તેનાં કલામ;
**રામસગરી**—માંગીએ હમે, ખુદા બખશે એને આરામ
**સધા**—ઇચ્છીએ અંતકરણથી હમો--ભલે ભલે

**બેહેરામ ને શીરીન**—
ઓ પ્રભુ પુરી પાડો હમારી આશ,
ફેંકો કીરતી જાંગીરશાહની આસપાસ
સુખને સંપ બખશો એમને ખાશ
માંગીયે અંતકરણથી હમો--ભલે ભલે

**રામસગીર**—કબુલ કરો આ હમારી દુવા

જાહાંગીર } ખુદાની મેહેરથી ભોગવો શુખની હવા,
સલામત ઝડપ તમારે ગામ પુગજો

**સંધા**—એવું માગીએ આજ હમો-ભલે ભલે

## પ્રવેશ ચોઠો.

### અરદેશીર રાજાનો મુલક,

સ્થલ, બાહારનું જંગલ.

(બેહરામ રસીલા શહીત આવી પુગેછે.)

**બેહેરામ**—ઓ મારી દીલબર, હવેતો તને આ લાંબી મુશાફરીથી બહુ કંટાલો લાગ્યો હશે. પણ કાંઇ નહીં સંતોશ પામ અને ખુશી થા, કેમકે હવે એનો અંત આવશે. પેલો દુર ઊંચો મીનારો દેખાયછે તે મારા પીતાજીનું સ્થળ છે. ખરેખર તારી આરોગ્યાતામાં પણ બહુ બીગાડો થયલો માલમ પડેછે. પરંતુ હવે શુખચેનમાં ગુજારવાના શુભ દીવશ બહુ પાસે આવ્યા છે.

**શીરીન**—મારા વ્હાલા જીગર, તમો મારે માટે કંઇ ચીંતા કરશો નહીં. હું તંનદરોશત છું, તેમ વલી તમારી સાથ હોવાથી એટલી આનંદ છું જે મુસાફરીની સઘળી અડચણો હું તંદન ભુલી ગઇ છું. પણ દુર જુવો એક મોટું સરઘસ આપણી ભણી આવતું નજરે પડે છે.

**બેહેરામ**—હા, એ મારા માયાળુ પેદરે આપણને આવકાર દેવાને રશાલો મોકલ્યો હશે કે કદાપી ફરામરઝની ખબર પરથી પોતે પણ મને આતુરતામાં ભેટવા આવતા હશે.

(અરદેશીર ગાડીમાં બેશી દાખલ થાયછે બેહરામ ગાડી ભણી દોડી જઇ બોલેછે,)

**બેહેરામ**—મારા માનવંત પેદર તમો આટલે દીવશે મલ્યાથી મને બહુ ખુશી ઊપજેછે અને આશા છે જે તમો તંનદરોશત હોશો. વલી

તમોને એકતો મારી મુલાકાતથી ખુશી ઊપજતી હશે અને બીજું તો ખુશી થવાનુ કારણ એ છે જે તમારાં સુભરાજ્યને લાયકની એક રાણી હું પરણી લાવ્યો છું.

**અરદેશીર**—(અજબથઇને) શું સ્ત્રી પરણી આવ્યો ? બેહરામ તારી આખી જીંદગીમાં તેં એવો મોટો અપરાધ કદી અગાઉ કીધો ન હતો. શું છેલ્લી શેકારઘાહમાં સ્ત્રીનો શેકાર કરી લાવ્યો ? હા ગરીબ બીચારી ગુલને કેટલું દુઃખ થશે. તે તારી ઘેરહાજરીથી ગમગીનીને ગમગીનીમાં ટવાઇ જતી હતી અને તારી કાગને દોળે વાત જોતી બેઠી હતી; પણ હવે તેનાં દુઃખનો કશો પાર રેહશે નહીં. બોલ તારી આ બીજી શાહજાદી કોણ છે ?

**શીરીન**—મારા મોટા મેહેરબાંન હું કંમબખત સ્ત્રી તમારા મીત્ર જાંહગીરશાહની બેટી છું, અને તમારા બેહેરામે તેવણની રાજી અને ખુશીથી મને કંમબખતને પરણી છે. પણ શું એની કોઇ પેહેલી મોહો-રદાર છે જે તમોએ મને બીજી ગણી ?

**અરદેશીર**—ઓ નેકબાનું જો કે એ ખરેખર પરણ્યો નથી પરંતુ એ કબુલ થઇ ચુકો છે; અને તે પણ મારા હમેશના વફાદાર વજીર દીન-યારની બેટી ગુલબાનું છે. હવે તો હું તેણીને કંમબખત કહી શકું. તું તો મોટી ભાગ્યવાન ગણાય કેમજે આજ રોજથી તું ઇરાણની રાણી થશે.

**બેહેરામ**—બસ પીતાજી હવે બહુ થયું. તમારો ક્રોધ જરા સમા-વી હાલ મેહેલે ચાલો. હમો અતીઅંત થાકી ગયાં છીએ અને હમોને હાવા અઘટીત શબ્દોથી બહુ લાગેછે. ખબરદાર મારાં મનુષ્યો, ખુબ ધ્યાન રાખજો કે શીરીનબાનુંને જરાએ અપમાંન થાય નહીં. ચાલો ગાડીવાળાઓ ગાડી હંકારો.

(જાયછે)

# પ્રવેશ પાંચમો.

## મેહેલનો ઓરડો.

(શીરીન એખલી બેઠેલી છે.)

**શીરીન**—ઓ અભાગયા બેહરામ તેં શા માટે મને દુઃખી કીધી. અરે તું મને પરણ્યોજ નહી હોત તો સારૂ થતે; અરે તું મારા મુલકમાં આવ્યો નહી હોતતો બેહેતર થાતે. અરે મારા પીતાનું કહેલું માન્ય કીધું હોત તો શઊથી સરસ થાતે. ઓ તું કેવો નીરદય કે એકનો પ્યાર જીગરમાં રાખી તેને કબુલ કરી બીજીને ફાંદામાં નાખી. અરે ખુદા સુડી વચ્ચે સોપારી માફક મારી હાલત હાલ છે. હું ખરે કશોતીમાં શપડાઇ ગઇ છું. તુંજ ખાતર મેં મીનોચેહેરને ખોયો ને હવે કદાચ તને પણ ખોવું એમ લાગેછે. અરે આ શો ગજબ, આ શું શીતમ, આ કેવી આફ્તત, આ શી બલા, તોબાહ, તોબાહ.

(બેહરામ દાખલ થાયછે).

**બેહરામ**—શીરીન, શીરીન, એટલી તું ચીંતાતુર કેમ દેખાયછે? તુને શું દુઃખ છે?

**શીરીન**—(દલગીરી સાથ) નહીં મને કંઇ નથી.

**બેહરામ**—નહી, હું ધારૂંછું કે તુંને મારા બાપના બોલવાથી ખેદ થાયછે. પણ હું સોગંદ લઇ કહું છું જે મારો સંધો પ્યાર તુંજ પરજ છે. હા ખરી વાત છે જે મારો વીચાર પેહલેથી ગુલબાનું શાથનો હતો પણ જ્યારથી તારા ચાંદ સરખા ચેહરાએ આ જલતાં જીગરને કેદી બનાવ્યું ત્યારનો મારો પ્યાર—મારો ખરો પ્યાર ત્યાંથી નીકલી જઇ તનેજ વલગી રહયો છે અને સદા વલગી રેહશે. તું આટલી ગમગીન ના થા. અને મારામાં વીશવાસ રાખી તારા જીવને નકામો રંજીદો ના કર. અરે આ મારૂં કાલજું ફાતી જાય છે અને તને દુઃખી જોઇ તે કદી સુખી રેહેવાનું નથી.

**શીરીન**—ઠીક છે વહાલા બેહરામ, હવે તું જા અને આપણા લગનની સરવે તૈયારી કર. હવે જે નસીબમાં હશે તે ખરૂં, કેમજે ભાગ્યના લેખ કદી ભુસાતા નથી.

**બેહરામ**—નહી મારી વાહાલી મોહરદાર એમ તારા મનને દુઃખી ના કર. તું ખુશી થા અને જો જે કે ખુદાની મેહેરથી આપણે કેવાં શુખમાં રહીશું.

(જાયછે.)

**શીરીન**—(એખલી) હા: એમ લગનની તૈયારી કરવા કહું નહી તો કદાચ એ તો કાલનો કાલ મને રવાના કરી દે, તો હું રજડતી રખડતી કયાં રહું? અરે મારા પીતાને મોનું તે કેમ બતલાંઊ? એ પાક પરવરદેગાર, આ તે શું આફ્ત; એક મ્યાનમાં બબે તલવાર તે રેહેજ કેમ? શું કદી એવું બને કે બેહરામ ગુલના પ્યારમાં રહી મને પોતાની બાનુ તરીકે ચાહી શકે? અરે ખુદા એ વાત મારા પેદરના કાને પડશે તો તે કેવી તર્કણા બાંધશે? મારે વીશે શું વીચારશે, અને મારાપર કેવો ફીતકાર નાખશે? રખે બેહરામ લગનની તૈયારીને બાને ગુલ સાથ સુખ ચેનમાં બેઠો હોય? અરે એ તે કેમ ખમાય? લેવો સાહેબતો ભપકામાં જાને કાંઇ હોયજ નહી તેમ બધી મધુરતાથો મારી ભણી ચાલી આવે છે. પણ નાપેકાર બેહરામ તું એમ નહી શમજી શકે તારી લુચ્ચાઇથી હું અંજાણી છું, અને તુંને કદીબી મારા પરતો ફાવવા દેવશ નહી.

(બેહરામ દાખલ થાયછે)

કેમ બેહરામ શું ખબર લાયા?

**બેહરામ**—ખબરતો કંઇ નહીં. મારા જીવના હાર ખબર માત્ર એજ છે જે હમણાંજ તારા પેદરના ધારેલા જમઇ મીનોચેહેરનો ફરમાનદાર

આપણે ત્યાં ઉતારો લેવાની પરવાનગી લેવાને આવ્યો હતો અને તે મેં મોટી ખુશી સાથે આપીછે. કેમ થીક કેની ?

**શીરીન**—તમોને જે થીક હોય તે મને થીક લાગવું જોઇએ પણ—

**બેહરામ**—પણ શું વલી ?

**શીરીન**—પણ મીનોચેહેરને હંઇ આવવાનો કાંઇ સબબ ?

**બેહરામ**—વલી સબબ શું ? હું તારે મુલકે આવી પુગ્યો તે કેમ ? મુસાફ્રી કરતાં કરતાં આવ્યો ને સારાં નસીબે તું મારે હાથ લાગી. તેમ કદાચ એના નસીબમાંબી કોઇ પાસેના રાજાની બેટી હોય તો તે વલી નસીબ ચલાવી હંઇ લાવ્યું હોય. બીજું શું ?

**શીરીન**—હા તમોએ કહયું એ મને દરૂસ્ત લાગેછે. એને તમોએ ઉતારો આપ્યો એતો ઘણુંજ નેક કીધું. કેમ જે એ પણ ખુશી થશે, કે જોકે મેં એનો હાથ ના પાડયો તોપણ મેં હજી એને ધીકારયો નથી. તમો જાવો અને એને માટે બધી બરોબર તૈયારી કરી વધુ ખબર લાવો.

**બેહરામ**—ઠીક હું જાઊં છું મારા જાન.

(જાયછે.)

**શીરીન**—(એખલી) હાઃ હાઃ હાઃ આ લાગતો ઠીક લાગે છે. કોણુ જાને એમારા પ્યારથી દુઃખી થઇ મારી પુઠે નીકલ્યો હોય કે મારા કદરદાન ધણીજીએ કહયું તેમ મારાં કરતાં કોઇ સારી સુંદરી માટે એનું નસીબ એને હઇ લાવ્યું હોય. પણ હું તો ખરી કે મારા બેહેરામના ચેન ચાળા તપાસી એનો ખરો ભેદ શોધી કાહાડું.

હા એ નક્કીછે; એ ઠીકજછે; હું એમજ કરીશ;
અને આ દુઃખદાયક કામ કદી નહી છોડીશ.

(જાયછે.)

# અંક ત્રીજો.-પ્રવેશ પેહેલો.

## અરદેશીરનો મેહેલ.

(અરદેશીર, બેહરામ, શીરીન, ધર્મગુરૂ, ઇત્યાદી.)

**અરદેશીર**—અહો માહતમા આજ રોજે તમોને તસદી આપવાનો શબબ એ છે જે મારો દીકરો બેહરામ હીલ્લાબાદના રાજા જાહાંગીરશાહની બેટી શીરીનબાનું શાથે તે ગામમાં પોતાના લગન કરી આયો છે. પણ હમારા દેશના કાયદા મુજબ જયાંવેહેર એઓની શેહાદી હંઇ થાય નહી ત્યાં લગીન એઓનાં ફરજંદનો હક હમારાં રાજયપર કે બીજાં કસાં ઉપર ચાલતો નથી તેથી હું માંગી લઊં છું જે ધારાની રૂએ એઓના નેકા ફરીથી હંઈ કરો.

**ધર્મગુરૂ**—(હાથ જોદાવીને)

હંઇઆં જેવો હાજર છે તેઓ સરવે જાણજો
કે બેહેરામશાહ શીરીનબાનુંને પરણેછે; એ વલી સત માનજો.
લગન એઓનાં થયાંછે, સુભ હીલ્લાબાદ ગામે;
તે હમોને કબુલ છે, આ ઇરાણને થામે.
સુખી રહો તમો સરવે સાથ, સંપથી ચલાવો તમારૂં રાજ;
રાજખાતર ભીદજો બાદ, સદા દુવા ગુજારીએ તેને કાજ.
ઇમાન રાખજો તે સાહેબમાં, રેહેજો તેના આસરાને આધીન;
મલે સર્વે મદદ તે હબીબમાં, થજો હમારી દુવા આમીન.

**ગુલબાનુ**—અરે આ કેમ ખમાય—(બેહોસ થઇ પડે છે.)

**દીન્યાર**—માહારી વાહાલી બેટી શું છે?

**ગુલ**—કાંઈ નહી પીતાજી મને આપણે ઘેર લઇ ચાલો.

(દીનયાર ગુલને લઇ જાયછે ને રામસગરીઓ ગીત ગાય છે.)

**રામસગરીઓ**—પીયું કે ચીત્ર બીન પીતમ પ્યારે—(રાહ.)

પ્રીત, પ્રેમ, પ્યાર, સજી કો ન જાણે
ખરૂં માનો મારૂં સજણુયાં—પ્રીત.
પ્યાર છે આંધલો કેહેવતછે મેહશુર,
ભલા પ્યારથી રેહજો, શદા તમે એ દુર
પ્યાર કરાવશે, દોલત ફના—ખરૂં માનો.

મોહબત, દોલત, હોરમત, એશમત
પ્યારથી થાશે શરવે ફના
માટે ભજો તમો માહ તે કીરતાર—ખરૂં માનો.

પેહેલે દીદારે તીર જેવો લાગે
પછી નીવડે કાતીલ તે જેહેર
ભલું તે થાને દુરજ રેહેવો—ખરૂં માનો.

પુરતો અંદેશો નેક વીચારો
બચાવશે આ હફતેગાનજો
ખોતા વીચારે પ્યારમાં પદી ખોશો માલ મીલકટ—ખરૂં માનો.

માટે દુઆ બંદગી કરી લઉ હું
"અરમ" નુ કેહેવું માનજો તમો
અંતકરણથી ઇચ્છીએ હમો—ખરૂં માનો.

**બેહુરામ**—મારી પ્યારી દીલદાર હું હમના જઇ આવુંછું.

**શીરીન**—પણ બેહેરામ તું કયાં જાયછે વલી ?

**બેહુરામ**—સબરરે સબર, સબર કર દીલદાર;
હમણાં પાછો ફરશ તારે દવાર.
જાઊછું શેજ કામકાજે;
મીનોચેહેર આવવાનો છે આજે.

શાહ જોતી બેસ થોદી ઘડી કંઇ;
મને પાછો ફરતાં વીલમ લાગશે નહી કંઇ.

(જાયછે.)

**શીરીન**—(બાજુએ) અરે ખુદા આ કેવો ધાટકીછે? ગુલને મલવા જાયછે ને કામનું બહાનું કહાડેછે. અરે ખોદા મને જો એમ માલમ હોત કે મારાં લગનથી એના પીતાને એટલું દુ:ખ થાશે અને એજ મોહરદાર એમ જુરી મરશે તો કદી હું એને પરણુતે નહીં. કેમકે મારાથી બએજણના જાન ખુવારીમાં આવી પડયાછે. પણ કાંઇ નહી. જોઉ મીનોચેહેરની ખબર શું એ લાવે છે?

(જાયછે)

## પ્રવેશ બીજો.

### મેહેલમાંનો એક ઓરડો.

(બામદાદ પડીછે ને શીરીન આવેછે.)

**શીરીન**—હા કેવી મીઠડી સહવાર સરૂં થઇછે? ખરેખર આ મુલક ઘણો આબાદ હોય એમ લાગેછે. કેવા પક્ષીઓના મધુર અવાજ મારે કાંને પડેછે? શઘલું લીલું લીલોતરી જેવું માહરી નજરે પડેછે. કેવી ઠંદી લેહેકી ફુકેછે? પ્યારો બેહરામ ક્યારે પાછો ફરશે? શું મીનોચેહેર હજુર આવી પુગો નહી હશે? કે શું કોઇ સોદાગર સાથે ગુંતાઇ ગયા હશે? કે ખોદા જાણે શું હુંદીઓ વતાવી નાખવાની તૈયારી કરેછે? કે કોઇ રાજાના પત્રોના જવાબ લખવામાં ગુતાયા છે? કે હજુર પાછા ફરયા નથી? કે મીનોચેહેરને લેવા જવાને બાહાને વલી ગુલ આગલ ગયાછે? અરે કમબખ્ત શીરીન તારા જેવી બીજી અભાગણી સ્ત્રી તે આ દુનીઆમાં કોણ હશે? પણ આતો કોઇનાં પગલાં સંભરાયછે. એ કાંઇ બેહેરામશાહ આવતા હોય એમ લાગતુ નથી કેમ જે ત્રણચાર જનનાં પગલાંનો અવાજ સંભલાયછે.

(બેહરામ મીનોચેહેર સાથ દાખલ થાય છે.)

**બેહરામ**—લેવો માહારી વહાલી મોહરદાર આ તમારા રાજના પદોશી આવ્યા છે.

**મીનોચેહેર**—ભલા બેહરામ એવણ કહાં હમને પીછાનતાં નથી? તમોને કદાચ આજ કાલની ઓલખાણ થઈ હશે પણ હમો તો પેલાં કહે તેમ જનમથીજ એકેકને ઓલખતાં આવ્યાં છેએ. કેમ મેહેરબાંન શીરીન-બાનું ખુશ તો છેવોની?

**શીરીન**—હાજી; હમારા ધણીજીની મેહેરબાનીથી હમો ઘણા ખુશી અને સુખી છેએ.

**બેહરામ**—વાહાલી દીલદાર, હું મીનોચેહેરના ઊતારા માટે તૈયારી કરૂં તેતલોવાર તું એવણ સાથે હંઈજ રહી એવણને તારી મીઠી જબાનથી વાત કરી મુસાફરીનું સઘલું દુઃખ વીસરાવી દેજે.

(જાયછે.)

**શીરીન**—ભલા મીનોચેહેર કેમ તમારી શી ખબર છે? તમારૂં હંઇ કેમ પધારવું થયું? શું કાંઇ રાજસંબંધી કામ માટે આવ્યા છો?

**મીનોચેહેર**—ના, ના, જે કામ માટે હું આવ્યોછું તે તમારી આગલ કેહેતાં મને બહુ ત્રાશ ઊતપણ થાયછે. પણ શું તમારા બેહેરામ સાથનાં લગન એવણનાં ગામમાં થઇ ચુકાં કે?

**શીરીન**—(અજબ થઇને) કાંયવારૂ? એ સવાલનો શબબ શું? શું વલી તમો જાણતા નથી? હમારા લગનની એક દીવશ અગાઉ તો મારા બેહરામે તમોને ઊતારો આપવાને કબુલ કરી તમોને કેહેવડાવ્યું હતું. નાં, એમાં કાંઇ એ ભેદ હશે. જો કૃપાકરી મને ઝટ કહીદો.

**મીનોચેહેર**—નહી, નહી, નહી, તમો એટલાં ફોકટ ચીંતાતુર થશો નહીં. હું ખરૂં કહુંછું જે તમારાં લગનની વખતે હું તમારે દેશ આવી પોહોં-

અ્યો ન હતો. પણ જે મારો સરદાર અગાઊથી પરવાનગી લેવાને આવ્યો હતો તેને ધ્યાંન કીધું તે પરથી મેં તર્ક બાંધી કે તમારાં લગનની તૈયારી થતી હશે. અને તેટલા માટેજ હું જડપથી કુચ કરતો નીકલી પડયો. પણ હું આવી પુગયો તેના પેહેલા તમારા નેકાતો થઇજ ચુકા હશે?

**શીરીન**—અરે પણ નેકા સાથે તમોને શું છે જે હજુર નેકાનીજ વાત તમો કરો છો. જો ભાઇ મને બહુ વેહેમ જાય છે જે ખરૂં તમે જાણતાં હો તે કહીદો કે આ કમબખ્ત રૂદયને શાંતી મલે.

**મીનોચેહેર**—કેમ વારૂં શીરીન કમબખત દીલ કેમ થયું? હાવા મોટા શાહજાદા સાથ પરણી તેથી તું તો ભાગ્યસાલી કેહેવાવી જોઇએ. પણ મારા જેવા ગરીબ ડાહાપણવારા હેતવંતાને પરણી હતે તો તું કંમ-બખ્ત ગણાતે.

**શીરીન**—બસ હવે બહુ થયું. તમો મને એમ સંતાપો નહીં. મારી પકકી ખાતરી છે જે તમોને એ ભેદ માલમ છે પણ મારા દીલને દુ:ખ થાય તેથી તમો તે છુપાવો છો. પણ હવે મેહેરબાની કરી મને કહી દેવો. હું કરજોદી માંગી લઉ છું જે હવે વધુવાર છુપાવો નહી. જો તમો મને ખરાજ પ્યારથી હજી ચાહતા હોવોતો મને આ બેહદ ઇનતેજારીમાંથી તરત છોદવો.

**મીનોચેહેર**—તું જયારે તારૂં દુરભાગ્ય જાણવાને એટલી આજો-જી કરેછે તારે મારૂં હૈયું દ્રઢ રહી શકતું નથી. લે હું તને ખોલ્લું કહું છું જે ખરેખર તું એવી કમનસીબ છે જે ખરી રાણી થવાની તક અને સુખ છોડી હંઇ એક દાશી તરીકે રેહેવાને તું આવી.

**શીરીન**—(અજબ થઇને) શું દાશી? નહી મનોચેહેર એમ મને ભરમમાં નાખશો નહી. તમો જે જાણતા હો તે ખરૂં કહી દો કે એ દાશી થવાને બદલે આ અભાગયા જીવનો જલદી અંત આણું.

**મીનોચેહેર**—શીરીન તું શું એમ ધારેછે કે બેહરામ બેવફા થાય તો તારી દાદ લેનાર કોઇ બીજું નથી અને તને એખલી તજી દઇ એવાં કમોટે મરવા દેશે? નહી નહી, ના તને દાશી તરીકે રેહેવુ પદશે એ સાંભલી ને તો હું તરતજ તારો છુટકારો કરવાને હંઇ આવ્યો. અને હું આશા રાખુ છું જે મારી બધી મેહનતનો બદલો તે સાહેબ મને આપશે. શાંભલ; તારા હીલ્લાબાદથી નીકલવા પછે મારાં શાંભલવામાં આવ્યું જે એ તુંને ઠગાઇથી પરણી ગયો હતો કેમજે એને માલમ હતું કે એના રાજમાં પાછાં લગન થાય નહી ત્યાંવેર તે ધારા મુજબનાં ગણાય નહીં. તેથી તે બે મતલબથી તુંને પરણ્યો છે; એકતો એ હતી કે જો એનો બાપ ના પાડે તો તારાં લગન ખોટાં ગણાય અને બીજુંતો એ કે એને પોતાની ગુલને આપેલાં વચન પ્રમાણે એ કરી દેખાદે.

**શીરીન**—ગુલને આપેલું વચન? તે શું વલી?

**મીનોચેહેર**—તે એ હતું કે જયારે એને ગુલને પરણવાનું વચન આપ્યું ત્યારે સાથે હેવુંબી કબુલ કીધું હતું કે એની દાસી તરીકે એક શાહજાદીને રાખવી, અને તેથી એ ઠગવીદયા વાપરી તને એની દાશી તરીકે રાખવા પરણી આવ્યો.

**શીરીન**—જો એમ હોયતો તે હંઇ કેમ મને પાછો પરણ્યો? અને પોતાનાં લગન ધારા મુજબ પાછાં કેમ કરાવ્યાં?

**મીનોચેહેર**—તેનું કારણ એજકે જો હંઇ ધારા મુજબ લગન કરે નહી તો તું છેડા છોડવી ચાલતી થાય તો પછી ગુલની દાસી તરીકે વલી બીજી કોણને શોધવ. જાય? વાસ્તે જો તું એની સ્ત્રી તરીકે બંધાયલી હોય તો પછે પોતાની મરજી પ્રમાણે ગમે તેમ તારી ઉપર જુલમ કરે. નહીતો કદાચ તારૂ મન રીજવવાને હેવી પંડીતાઇ કરતો હશે, કે કદાપી પોતાના [illegible]પથી દરીને હાલ તને સ્ત્રી તરીકે રાખી એના મરણ પછી જુલમ [illegible]ડવાનો હોય કે કદાચ પોતે ગાદીએ બેસી ગુલને પરણવાનો હોય.

**શીરીન**—હા, એ બધા શક મારા દીલમાં કેવી દોદ ધામ કરેછે કે કાંઇએ સુજતું નથી. અરે ખુદા કાંઇ એનો ઇલાજ બતાવ.

**મીનોચેહેર**—પણ હજી બેહરામ તે કયાં રહયો? શું એનું કામ પુરૂં થતુંજ નહીં કે? ગુલના પ્યારથી એને ફરસુદ તે કયાં મલે? પોતાનાં કાવતરાંમાં ફરતા ફરે અને એક મ્યાનમાં બબે તલવાર રાખે તો બનેજ કેમ? ખરેખાત શીરીન એતો તુંજ એવી નફ્‌ત છે જે આ સઘલું મુગી મુગી શહન કરેછે.

**શીરીન**—પણ મીનોચેહેર ત્યારે હું શું કરૂં? કંઇ ઇલાજ સુજતો નથી.

**મીનોચેહેર**—શું કરૂં? આ એક સેહલો ને સુતરો ઇલાજ બતલાવું તેમ ચાલ. છોડીદે એકદમ એવા કપત રચનાર, બીવફા, ઠગારા ધણીને અને જે તારા પ્યારમાં તારાં ભલાંમાં અને તારાંમાંજ એટલો બધો દીવાનો થઈ ગયો છે અને તારાં સુખ ખાતર એટલે દુરથી એવાં શંકતો ખમી આવ્યો છે તેનેજ તારો ખરો ભરથાર ગણ. શું તારા બાપની મરજી મારે વીશે હતી તે ભુલી ગઇ?

**શીરીન**—(ચીરદાઇને) નહી હેવું નીચ કામ તો હું નહી કરીશ. પણ મીનોચેહેર કોણ જાણે એવણ દરબારના કામમાં રોકાયા હશે. એમ તો એકદમ એ એટલો બધો બીવફા નહી થાય.

**મીનોચેહેર**—અરે ખુદા આ છોકરીની શી કંમબખતી લાગીછે જે હજુર તો એની બીવફાઇપર સક રાખે છે. પણ માહારી તો ખાતરી થઇ ચુકી છે અને તે છતાં તારી ખાતરી કરવાને બેહેતર એ છે જે આપણે ગુલનાં ઘરની શાંબે છુપઇ બેસયે અને પછી એનો ફેસતો અને એની મજાહ જોઇએ. કેમ પછી તારી ખાતરી થઇ તો મને કબુલ કરશે?

**શીરીન**—હા, મારા ભરથારને જો હું મારી નજરે પારકી સ્ત્રી સાથ પ્યાર કરતો જોવું, અને પછી તેના સ્ત્રી તરીકે રહું તો મારા જેવી

મુરખ બીજી કોણ હોય? જા કબુલ છે, મીનોચેહેર, જો એની બીવફાઇ મને એમ માલમ પડે તો હું આ મેહેલ તજી જવાને રાજી છું.

(મીનોચેહેર જવા માંડે છે.)

પણ મીનોચેહેર થોભ; આપણે ગુલના ઘરની સાંબે સંતાઇ બેસીએ તો કોઇ કદાપી આપણાપર ખોટો શક લઇ જાય કે આપણે કોઇ અધર્મી રસતે ભાગવાની યુકતી કરતાં હશું. અને વલી કદાપી તે મજલાપર હોયતો આપરી નજરે કાંઇ પડે નહી તેથી હું ધારૂછું જે એના ઘર સામે જે હમારી ધર્મની જગ્યા છે ત્યાં બંદગી કરવાને બાહાને જઇએ અને એની બધી તપાસ કરીએ.

**મીનોચેહેર**—હા, એપણુ થીક છે, અને મારે કબુલ છે. હું જાંઉછું અને ત્યાં આજ સાંજે તારી રાહ જોતો રહીશ.

(જાયછે.)

(બેહરામનું દાખલ થવું)

**બેહરામ**—ઓ વહાલી સ્ત્રી, ઓ પ્યારી દીલદાર વાત તે તને શું કહું? બાવાજી બહુ બીમાર પડયા છે અને હવે જીવવાની કાંઈ આશા રહી નથી, અને આજની રાત કાહાડે એમ લાગતું નથી. તે સાથ બીચારી અભાગણી ગુલ પણ બહુ માંદી છે વાસતે હું પાછો મારા પદર પાસે જાઊં છું અને તુંપણ તારી સગવદે આવજે.

**શીરીન**—ઓ માહારા વાહાલા બેહરામ તું એટલો ગભરા ના. હમણા તે સાહેબની મેહેરથી બંને સારાં થશે. પણ હું તો આજે બંદગી કરવા જવાની છું અને ત્યાંપણ બંદગી કરી લઇશ કે ખોદા એ બંનેને બચાવે.

(બેહરામ જાય છે.)

આ પણ થીક લાગ છે. જોઇએ, બાવાની બીમારીને બાહાને ગુલ પારો જઈ

ને બેશે છે કે? અરે ખોદા આજના મરદો કેવા ઠગાર છે. પણ કાંઈ નહી હમણા એનો ભરમ ફુતશે.

(જાયછે.)

## પ્રવેશ ત્રીજો.

### ગુલબાનુનું ઘર

ગુલબાનુ બીછાનાપર બીમાર પડી છે.

(શીરીન ને મીનોચેહેર સાંમેના દેવળમાં ભરાયલાં છે.)

**ગુલ**—અરે ઓ ખુદા હાવી વીપતીમાં તેં મને કાંએ નાખી? મારો હેવો શો અપરાધ થયો હશે જે આ ભારે દુઃખમાં હું આવી પડી? ઓ બીવફા બેહરામ મને ફકટ ઉમેદમાંજ રાખી મુકી? અરે ખુદા હવે તો મને મોહત બખ્સ, કે ઉમેદ ભરજ આ દગાખોર દુનીઆ તજી જાઊં. જેમ એક માલી ગોલાબના કુમલા ઝાડને મેહેનત લઈ પાણી સીપી ઉધારે છે ને પછી તજી દે છે તો તે કરમઈ જાય છે તેમજ ઓ મારા બેહરામ તારી માયાને મેહેનતથી હું આટલી મોટી થઈ અને હવે તારા તજી દેવાથી કરમઈ તો ગઈ છું અને ચન્દ વખતમાં મરણ પામીશ. પણ કંઈ નહી. હાવી હાલતમાં મને સર્વે મોજ સોખ, સુખચેન, આરામ, મજાહ એ સરવે કરતાં મોહેત વધારે પ્યારૂં લાગશે. અરે પણ આ પગલાં કોણનાં સંભલાય છે?

(બેહરામ દાખલ થાયછે.)

ઓ મેહેરબાન તમો હવે હેવી તસદી લેશો નહીં. તમારી અભાગની ગુલ વીશે તમો હવે કશો વીચાર કરશો નહીં. જે ઝાડ મેં રોપ્યું અને જેના ફલ ચાખવાને હું ઊમેદવાર હતી તેતો હવે બીજી ચાખશે. પણ કંઇ નહી મારા વાહાલા બેહરામ જો કે તેં તો મને તદન તજી છે પણ હું તને કદીબી વીસરનાર નથી. તારી જુદાઇ અને કુર ચાલથી

મને એટલું લાગે છે જે હવે મારો અંત નજદીક આવ્યો હોય એમ મને દીસે છે. સદા તું સુખી રેહ અને તારા પેદરનું રાજ કાયમ રહો.

બેહુરાંમ—અરે કમ નસીબ ગુલ હમણાજ મારા પેદરની માઠી ખબર તને પોહોંચાડવા આવ્યો છું. મારો વાહાલો પેદર અંતે મરણ પામયો છે, અને તારો બાપ ત્યાં કામમાં રોકાવાથી હું તને એ ખબર કેહેવા આવ્યો. વહાલી શીરીન પણ પ્રાથના કરવા ગઇછે તેથી એને ચેતાવ્યું નથી.

ગુલ—ઓ ધાટકી બેહરામ તારા બાપનાં મોહોતનું કારણ તુંજ છે. તારી હાવી ચાલ તેંને પસંદ આવી નહીં અને તેનો ગમ ખાઇ તે અંતે મરણ પામયો. ખોદા તેને બેહેસ્ત બખશે.

બેહુરામ—ઓ ગુલ તું એમ મને નાહેકની સતાવ ના. ગુલ હું ખરેખર પસતાંઊ છું જે મને તારા પ્યારની એટલી બધી ખબર હતી નહીં. મેં જયારે શીરીનને જોઇ ત્યારે મારૂં જીગર ફાતી ગયું અને તને મેં કબુલ કીધી હતી એમ હું તદન ભુલી ગયો. પણ ગુલ જો મારી વતી તને મારો ભાઇ કાવશ મલે તો શું ખોટું છે? ના તું એમ રડ નાં. તારી આંખીયોમાં આશું જોઇ મને બહુ ખેદ ઉતપન થાય છે; લાવ તારા આશું હું નુંછી નાખું.

(બેહરામ આંશુ નુછે છે તેટલામાં સાંમેના દેવલમાંથી મીનોચેહેર બોલે છે.)

મીનોચેહેર—અરે ખોદા આએ કેવો જુલમ! આ શુ ગજબ, શું શીતમ, શું આફત!! પોતાની પતીવ્રતા સ્ત્રી હંઇ રડીને જુરી મરેછે તે! તેની દાદ લઇ તેનાં આસું નુંછવાને બદલે એક પારકી સ્ત્રીની સોડમાં બેશી તેનાં આશુ નુછે છે. અરે ખોદા આ મારેથી દેખાઇ શકાતુ નથી તો આ ગરીબ બીચારી શીરીનથી કેમ ખમાય! તોબાહ, તોબાહ.

જો હું આ જગે હોઊં તો પછી સ્ત્રી હોવુ તો ધણીનો અને ધણી હોઉતો સ્ત્રીનો આ ઘડી જાંન લેઊં નહી ત્યાંલગીન સુખે બેશું નહી.

(રસ્તામાં મોટા પોકારો સંભલાય છે.)

**શીરીન**—પણ આ રસતામાં રરા રોર શાંની છે? લોકો રદવાના પોકાર કેમ મારતાં ફરેછે? શું કંઇ રાજમાં નવું જુનુ થયું છે?

**મીનોચેહેર**—ખરેખર અરદેસીર રાજા મરણ પામ્યો હોય એમ લાગે છે. કેમ જે મીનારાપર કાલો વાવતો ઊડે છે, અને ગલી ગલી એ હુંધાં ઢોલો વાગે છે. લોકો "શાહ શાહ" પોકારે છે અને બેહરામશાહતો હંઇ ગુલજી સાથે મજાહ કરેછે. અરે જે શખસ પોતાનાં બાપનાં મરણની વખતેબી પોતાની ખોટી મોહોરદાર સાથ પ્યારની વાત કરે તે કેવો ધાતકી હોવો જોઇએ? પોતાના બાપના મરણથી રડતો નથી તો ધણીઆણીનાં મોતે તો રડવાને બદલે હશસે. આ તો ભઇ મારાથી વધુ ખમાય નહી. શીરીન તું એક દમ મને રજા આપ કે આવા ઠગારાને આ ઘડીએ અને આ જગે ઠાર કરૂં. તું કેમ એ બધું શહન કરે છે?

**શીરીન**—બશ બશ તું વધુ બોલ નહી. જે ધણી પોતાના બાપના મરણથી રડવાને બદલે બીજી સ્ત્રી સાથ પોતાનો વખત ગુજારે અને તેને થતાં દુઃખથી પોતે રડે તે ધણીનો તેનાપર કેટલો પ્યાર હોવો જોઇએ તે હું ખાતરીથી જાણી ચુકી છું. ચાલ મીનોચેહેર આજ રાત્રે તું હંઇથી રવાના થા, અને જે જંગલમાંથી હમારો મીનારો દેખાય છે ત્યાં તું મારી વાટ જોજે. હું આસરે દશ વાગતાને શુમારે નીકલી આવશ. કદાચ અરદેશીરના મોહોતથી મને તક પણ ઠીક મલશે.

**મીનોચેહેર**—પણ શીરીન તું મારીસાથે દગો તો નહી રમે! જો એમ કરી મને હંઇથી કાહાડી મુકી તું શંતઈ બેશતી ના.

**શીરીન**—મીનોચેહેર તું હવે કદીબી એમ ધારે છે જે હું હેવા જુઠા ઠગારા બીવફા ભરથાર સાથ એક પલ પણ રહી શકું? જો

મને આજે હંઈ મલ્યો નહી હતે તોબી હું કાંઇબી કરી એનાથી આજેજ છુતી પડતે, કેમ જે મારી નજરે નજર હેવો પ્યાર હું જોઈ શકતી નથી, ને મારો મુલ્યવાન જાન હેવા દોલગાલુ હેતવંતા ભરથારપર આપી શકતી નથી. ચાલ આપણે જઇએ. હવે વધુ વખત કાહાડવો નહી જોઇએ.

(જાયછે.)

ગુલબાનું—ઓ બેહરામ મારો જીવ જાય છે. મારૂં દીલ ફાતી જાય છે. અરે મને કંઈ સુજ પડતું નથી. મારો જીવ ફરે છે. અરે મારા પીતાને કોઈ બોલાવો.

(દીનીયાર દાખલ થાય છે.)

મારા વાહાલા પીતા, મારા કદરદાંન મુરબી, મારા માનવંતા પેદર, હવે હું પણ આ દુનયા છોડી જાઊં છું. એમાં કાંઈ મારો વાંક નથી કે નથી બેહરામનો. એ તો જે નશીબમાં થવાનું હતું તે થઈ ચુકું છે. કેમ જે નશીબના લેખ કદી ભુસાતા નથી. બાવાજી તમો જઈ મારી સઘલી મરણની તૈયારી કરો. હું મરૂં છું, હું જાઊં છું, હું છોડુ છું. બેહરામ સુખી રેહેજે; ખુશી થજે; શીરીનનો પ્યાર સદા વધતો જજે; નેક રાહે નેક નજરે તારા બેહસ્તનસીન પેદર માફક રાજ કરી મારા ગરીબ બાવાજીપર તેનાજ જેવી મેહેરબાંની રાખજે. હું મરૂં છું બેહરામ, લે આ છેલ્લી સલામ.

(મરી જાય છે.)

બેહરામ—ઓ ગુલ ઓ ગુલ મને માફ કર. અરે પણ એતો થંડી બરફ જેવી થઇ ગઇ છે. અરે બોલ છેલ્લી ઘડી માફ માગું તેટલો શમય પણ રેહયો નથી. ઓ! આ પસતાવો હવે શા કામનો? એ તો હવે ઘણો મોડો થયો. પેદર મુવો, ગુલ મુઇ અને હું શા માટે રહયો. ગુલ ઓ ગુલ, ઓ વહાલી ગુલ તને છેલ્લી સલામ;

ખોદા હવે બખશે તારા જીવને સદાનો આરામ.

(એ શુધ થઇ પડેછે.)

## પ્રવેશ ચોઠો.

### બેહુરામનો મેહેલ

### બેહરામનો સુવાનો ઓરડો.

(બેહરામ આવેછે.)

**બેહુરામ**—ઓ શીરીન, ઓ શીરીન, હજીતો એક આફતનો ઘાહ જરાએ રૂજાયો નથી તેટલાં બીજી માઠી ખબર લાયો છું. શીરીન, કેમ શું બહુ નીંદ્રાવસતામાં છે કે શું? જવાબે આપતી નથી. શીરીન ઉઠની, જાગની, શીરીન, બીચારી ગુલ પણ મરણ પામી છે. અરે આજે એમ શું થયું જોઉં તો ખરો.

(બીછાનાપર જોયછે તો મલે નહી.)

અરે આ શું શીરીન કયાં ગઇ, શીરીન ખોબઇ, ગુમ થઇ.

આ શું આફત, દાશી, દાશી, ઓ દાશી.

(દાશી દાખલ થાય છે.)

**દાશી**—જી, જી, કાંય, બાઇજી શું કહો છો. (ચોંકે છે.)

**બેહુરામ**—કેમ તારી બાઇ કયાં છે!

**દાશી**—જાંહપનાહ જેમ દરરોજ વખત સર સુવા જાય છે તેમ તમારી પુછ પરછ કરી બીછાંને ગઇ પણ મને છેલ્લે કહી ગઇ કે મારા બેહરામને છેલ્લી સલામ કેહજે, કેમજે આજ હું તેને મલી શકી નહી. મેં ધારયું જે જેમ સુવા જવાની અગાઊ તમોને ભેટવાની તેવ છે તેમ તમારી ઘેરહાજરીથી મેલાપ નહી થવાથી મને એમ કહી ગયાં હશે. પણ શું બાઇ હંઇ નથી? અરે આ શું બનાવ?

**બેહરામ**—અરે પરમેશ્વર આ શો ગજબ. ખરી મોહરદારબી ગઇ અને મોહરદાર થનારી ઉમેદમાં મુંઇ. પેદર પણ મરણ પામયો અને આ બધી આફતો એક પછી એક કેવી તોપનાં ગોલા માફક મારીપર તુટી પડી છે. (સાંમે જોઇ) અરે ઓ પાહાદો, દુંગરાઓ, તમો કેમ શાંત બેઠા છો? તમો એટલાં દયાહીન કેમ થયાં છો? જે મારી શીરીન ગુમ થઇ અને તમો શાંત નીંદ્રા ભોગવો છો. તમારા રાજપર હાવું ભારે દુઃખ પડતું જોઇ તમો વીલાપ કરવાને બદલે નીંદ્રારથીતીમાં પડી રહયાં છો? જાગો, જાગરૂત થાવો, એકદમ તમારા તોફાની ગગડાતો ચલાવો, આખી દુનયાને ઊઠાડો કે માહારી શીરીનને સોધી કહાદે. ઓ કમબખત શીરીન, ઓ અભાગી શીરીન, ઓ વાહાલી શીરીન, ઓ પ્યારી શીરીન તું મને મુકી કેમ ચાલી ગઇ? તેં મને કાંય તજીઓ? ઓ ખોદા, ઓ પાક પરવરદેગાર, આ શું શીતમ, આ શું ગજબ, આ શું જુલમ, આ શું આફત? ઓ શીરીન તું પતાલમાં ભરાઇ હશે, તું આકાશમાં ઉડી ગઇ હશે, તેં પાહદોમાં વાસો કીધો હશે, તું કોયલ કે મોર સાથ નાચતી હશે, તું શમશાનમાં છુપઇ રહી હશે, તું જે જે જગયાએ હશે તે સગલાં સ્થલો સોધી તને મેલવું નહીં તો મારૂં નામ બેહરામ નહી. શીરીન તેં આ શું કીધું? શું ગુલની મરતી વખતે તેની માવજત કરવા ગીયો તેટલામાં તેનો આવો લાભ લીધો? અરે પણ એમ જતું રેહવાનું કારણ શું? કાંઇ નહી, પણ હમણાં રાત છે અને અંધારૂ પણ થયું છે. હું સહવાર પડવે તારી ખોલમાં નીકલશ. (વીચાર કરીને બાજુએ) નહી, પણ નહી. કડાપી તેટલા વખતમાં તું કયાંની કયાં પાર થઇ જશે અને તે છતાં સઘલાંને સહવારે માલમ પડવાથી મને જતો અતકાવશે, વાસતે બેહતર એજ છે જે સુવા જવાને બહાને હમણાજ સોદાગરનાં વેશમાં નીકલી જાઊં કે કોઇ ઓલખેપણ નહી. ઓ [illegible]રીન તું ખુબ યાદ રાખજે કે તને મેલવયા વગરતો આ દુનીયામાં હું

જીવશજ નહી પણ હા, જવા અગાઉ એ બોલ મારા વહાલા ભાઇને લખી જણાઉ.

(લખવા બેસે છે.)

મારા સદાના વાહાલા ભાઈ,

ખરેખર તુંને આ પત્ર વાંચી અતીસે ખેદ ઉપજશે. પણ તેમ દલગીર થવાને બદલે ખોદામાં સબર રાખી મારી અરજી પ્રમાણે કરજે, કેમજે તે સાહેબનું ચાહવું હશે તો મારી ઉમેદમાં પારપડી જલદી પાછો ફરસ. અને કદાપી હું પાછો નહી આવું તો મને મુવેલો સમજજે. આજે હજુરતો બાપને ખોવાને આંઠ ઘડી પણ થઇ નથી તેટલાં ગુલ તો મરી ગઇ તે તો તને માલમ છે, પણ તેના કરતાંબી મોટી આફત એ આવી પડી છે જે મારી શીરીન ગુમ થઈ છે. અને તેથી હું તેની સોધમાં જાઊં છું. માટે આજ રોજથી ગાદીપર તું બીરાજજે અને જેમ આપણા બેહસ્તનસીન પીતાજી કૃપાદર્સ્તીથી રાજ ચલાવતા આવ્યા હતા તેમ તું પણ કરજે, કે એમણા સારાં નામને કાંઈ દાગ લાગે નહી. મારૂં એમ અચગુચું નીકલી જવાનુ કારણ માત્ર શીરીનનું ગુમ થવું છે. મને માલમ નથી કે તે કયાં અને કેમ નીકલી ગઈ; પણ તે ગઇ છે, એ ખરી વાત છે. અને તેથી હું તેની પુઠે જાઊં છુ. મારૂં હૈયું ભરાઇ આવ્યું છે અને વધુ લખી શકતો નથી. ખોદા તને આ રાજપર સલામત રાખે, અને તું સદા સુખી રેહ એ તારા પ્રીય ભાઇ બેહરામની ખરી દુવા છે તે આમીન હોજો.

દાશી—લે આ ચીઠી તારી સાથે રાખ. અને હવે હું સુવા જાઊં છું તેથી સાવધ રેહેજે કે કોઈ મને છેડે નહી. અને આટલા દીનનો ઊજાગરો હોવાથી સહવારના વખતશર નહી ઉઠું તો તરત આ ચીઠી મારા ભાઈ કાવશને આપજે. કેમજે એમાં અગત્યનું રાજદુવારી કામ

લખેલું છે અને મારી ઘણી ઘણી સલામ કેહેજે. જા જત કરી જાઈને સુઈ જા.

(જાયછે.)

(બેહરામ સોદાગરનો પોશાક પેહરતાં પેહરતાં ગાયછે.)

ઓ દીલ મારૂં દુઃખીયારૂં—(રાહ.)

ઓ દીલ મારૂં દુખીયારૂં, સદા તુંને યાદ કરશે
હો તુંજવીના હવે એને, નહી આરામ મલશે—હાય, હાય,
હાય, હાય, ખોદા,
કેમ થયું છે તારૂં નાહાસવું, કેમ થયું છે તારૂ ભાગવું
ઓ મુજને છોડી કયાં ગઇ તું, આ દુઃખ કેમ ખમું—ઓ દીલ.
જયારે પ્યાર કીધો તુંજશે, નહી રાખીતી મેં આશ,
કે રખડવું પડશે મને, આમ અહીઆં આસપાસ—ઓ દીલ.
બેહતર થાત જો પડી, હતે નહી મારા દરશને
કેમ કરી શાંત કરૂં, આ દુઃખ્યારાં રૂદયને—ઓ દીલ.
બખ્સ પ્રભુ મુંજને મોહત, હવે છોડવ આ શંકતથી
સત્ય છે, નસીબના લેખ કદી ભુસાતા નથી—ઓ દીલ.
કંઇ નહીં રજડસ રખડસ, ઓ શીરીન તુંજ માટે
અંતે મરીશ હુંપણ, તારીને તારીજ સાથે—ઓ દીલ.
હવે લઉંછું આ શોદાગરનો, પોશાક નહીં કોઇ જાણે
માર્ગ પકડું છું આ વેરાનનો, કે શાંનટી તે આણે—ઓ દીલ.
લઉંછું મારો રસ્તો, જંગલ દેખાયછે બીઆબાન
હીંમત ધરી જાંઉ છું, જગયાતો છે બહુ વેરાન—ઓ ખોદા.
છેલ્લી સલામ ઓ માહારાં રાજ, છેલ્લી સલાંમ ઓ પ્રજા
શીરીન તુંજ ખાતર ખમશ, હું બધી સજા—ઓ દીલ.

# પ્રવેશ પાંચમો.

## કાવશ શાહજાદાનો ઓરડો.

(દાશીનું દાખલ થવું.)

દાસી—શેઠ, શેઠ, ઓ શેઠજી, આ ચીઠી મને બેહરામશાહે રાતરે આપી હતી અને કહયું હતું જે એવણ વખતસર ન ઉઠે તો મારે તમોને તાકીદેથી પોહોંચાડવી કેમજે એમાં અગત્યનું રાજદ્વારી કાંમ છે. અને વલી તમોને ઘણી ઘણી સલામપણ કહી છે.

(કાવશ ચીઠી ઉગાડી વાંચે છે)

કાવશ—(અજબ થઇ) અરે આ શું ? દાશી તે એને સુવા જતો જોયો ?

દાશી—હા મેહેરબાન.

કાવશ—અરે એ તો લખેછે જે શીરીન ગુમ થઇ તેની પછવાડે હું જાંઊ છું.

દાશી—શું મુરબીજી તારે શીરીન ગુમ થઇ છે ? હા : એ કેવી રૂપાલી દયાલું અને ધર્માતમાં સ્ત્રી હતી. અરે આતલા વખતમાં કદીબી એકપણ કડવો શબ્દ મને કહયો હતો નહી. અરર હવે એવી બાઇ મને કયાં મલશે ?

કાવશ—દાશી, તું જા અને એકદમ ચોબદારને હુકમ કર કે દીન્યાર વજીરને મોકલે.

(દાશી જાય છે.)

કાવશ—અરે પરમેશ્વર આ શું આફ્ત? પેદર મુવો અને તરતજ પછવાડે ભાઈ પણ ગયો.

શું કામનુ હવે આ રાજ મને;
કેમ કરી ભુલું બેહરામ તને.

ક્યાં મલશે મને ફરીથી હેવો ભાઈ;
શું કરવું શુજ પડતું નથી કાંઈ.

(વજીર દાખલ થાય છે.)

ઓ માહારા વાહાલા વજીર, મારા સદાના માયાલુ વજીર, આ તે શું ગજબ, શું આફ્રત!

દીનયાર—કેમ શું છે? આટલા ચીંતાતુર કેમ દેખાવો છો?

કાવશ—વજીર, વાંચ, આ ચીઠી વાંચ, ને તુંજ જો કે મારી શી દુર દશા થઈ છે. હજી બાપને મરવાને લાંબો વખત થયો નથી તેટલામાં હાવો કદરદાંન ભાઈ ખોહી બેઠો છું.

વજીર—(હાથમાંની ચીઠી વાંચી રહીને) અરે ખોદા, ખરેખર આ તે શું ગજબ. હજી સાયને ને પુત્રીને ખોયાને એક અઠવાડયું થયું નથી તેટલામાં શાહને ખોહી બેઠા છું. પણ જેહાનપનાહ હવે વીલાપ કરવામાં કશો લાભ નથી. મને એકદમ હોકમ કરો કે બેહરામશાહની સોધમાં ચાર પાંચ લશકરી તુકડીઓ રવાના કરીએ. જેહાનપનાહ હોકમ છે?

કાવશ—બશ જા વજીર તને જેમ દરૂસ્ત લાગે તેમ કર. હું કંઇ કહી શકતો નથી. હું મારા દીવાનખાનામાં છું અને કંઇપણ ખુશાળીની ખબર મલે તો મને તરત ત્યાં પોહોચાડજે. જા ફતેહ કરી પાછો ફર.

(જાયછે.)

## અંક ચોથો.-પ્રવેશ પેહેલો.

### આબદાપુરના રાજા ખુશરૂનો મેહેલ.

(ખુશરૂ અને મીનોચેહેર બેઠા બેઠા વાત કરેછે.)

**મીનોચેહેર**—મારા વાહાલા પેદર, મારે ખોદાનો કેટલો ઉપકાર માનવો જોઇએ કે એ મોટા સાહેબે અંતે મારી આશ પુરી પાડી છે.

એ તો થીકજ થયું જે શીકારઘાહથી ભટકતો ભટકતો હીલ્લાબાદ જઇ લાગો કે આવી સરસ સ્ત્રી મારે હાથ લાગી. પણ હવે મારી શાહાદી જલડી કરો; પીતાજી મને બહું ઊતાવલ છે; કેમકે સાહદી પછી માંરે એ મારી વાહાલી બાઇડી વીશે તમોને વધુ કેહેવાનું છે.

ખરારૂ—ઠીક છે મારા બેટા, જો તારી મરજી એવીજ હોયતો તે શુભ દીનનું મુરત હું હમણા જોવડાવી કાહાડું છું (ચોપદારને) ચોપદાર જા, વજીરને હુકમ કર કે એક કાબેલ અને હુશીયાર નજુમીને બોલાવી મંગાવે.

ચોપદાર—તમારા હુકમ પ્રમાણે કરવાને હું જાંઉછું જેહાનપનાહ.

ખરારૂ—પણ વાહાલા બેટા એ વીશે બીજી એવી શી વાત છે કે તે તું લગન પછી કેહવા માંગે છે? જરા હમણાજ બોલની.

મીનોચેહેર—અરે કંઇ નહીરે પીતાજી; બીચારા જાંહગીરશાહે મારી કેહેવી મજાની માહવજત કરીને મારી ઉપર ફીદા ફીદા થઇ ગયા તે બધું; વલી બીજું શું? તથા આ મારી લાંબી મુશાફરીની વાત; વલી બીજું શું હોય? તમે કાંઇ ધાસ્તી ભરેલું સમજયા કે? એમ ના ધારતા હું બાવાજી.

ખરારૂ—તે તું કેહતો હતો કે મને પરણવાની ઉતાવળ છે તે જળદી પરણાવી લેવો તેથી કંઇ લગનને લગતી તો નથી કે?

મીનોચેહેર—છટ, છટ, એમ કરી જલદી હુ પરણવા માગું છું. લેવોની બાવાજી આ ખોલ્લું કહી દઊં છું કે મને જલદી પરણવા બહુ ગમે છે ને–પણ લેવો આ તમારો નજુમી આયો. (નજુમી આવેછે.)

(નજુમીને) બેસો, બેસો, મારાં કંઇ જલદી લગન થાય હેવું કાંઇ સારૂ મુરત કહો.

ખરારૂ—અરે સબુર મીનોચેહેર હું એવનને શમજાવી કહું. જુવોની આ મારો બેટા મારા મીત્ર જાંહગીરશાહની બેટી શીરીનને તેં શી.

ગામ પરણી આવ્યો છે; પણ હમારા રાજના ધારા પ્રમાણે એ વીવાહ હંઇ થાય નહી તો ખરાં લગન ગણાય નહીં; તેથી એવો એક શુભ દીન શોધી કહાડો કે આપણે એનાં લગન ખુશાલીમાં જલદી કરીએ.

મોનોચેહેર—અરે પણ દહાડો ઘણો નજદીક શોધજો હં (બાજુએ) નહીતો આપરૂં હંઇ ભોપાલું ફુટી જશે.

નજુમી—બહુ સારૂં જાંહપનાહ, (મંત્ર ભણે છે,) પણ ચોપદાર હમણા કેટલા વાગા હશે?

ચોપદાર—શાહેબ—અઠાર ઘડી દહાડો ચડયો છે.

નજુમી—થીક ત્યારે હુ હવે જરાક ગણત્રી કરૂં તેટલાં સંભાલજો કે . ોં કે ચું કાંઇએ કરે નહી. નહીતો બા આપણી ગણત્રીમાં ભુલ પડે (બાજુએ) નજુમી કીયે દાહાડનાં કે ગણત્રી થાય? હંઇ તો ધુતીને પેશા / જાન્યા (મનમાં મંત્ર ભણતો ભણતો પાસા નાખ્યા કરેછે.

મીનોચેહેર—બોલોની દહાડો કીયો આયો?

નજુમી—જરાક થોભો હવે થોડુંજ બાકી રહયું છે. લ્યો રાજા આ આવતો સનીનો દીવસ બહુ ભાગ્યશાળી છે. લગનની આગમજનાજ આંઠ દીવશમાં છેલ રેલનો બહુ લાભ છે. પણ શાહ હવે હમારી બખશેશ આપશો?

મીનોચેહેર—ઠીક છે ત્યારે આપણે હવે એ દહાડો નકકી કરીએ પીતાજી.

ખશરૂ—હા ચાલો આપણે સરવે જઇ તેયારી કરીએ.

નજુમી—(મોટેથી,) અરે પણ માહારૂં કંઇ વએલું નહીને.

(જાયછે)

(મીનોચેહેર કંઇથી નહી ખુશાલીમાં ફરેછે ને સંધા ન્જાયછે તેવામાં શીરીન દાખલ થાયછે.)

**મીનોચેહેર**—માહારી વાહાલી શીરીન ખરૂં કહે હવે તું શુખી છે કની? જો મારો વીચાર એવો છેજે જે જીત મેં તારાપર મેલવી છે તેનો ખુલાશો લગન પછી મારા બાવા પાસ કરવો કે જેથી મારી હુશીયારી ને વફાદારીપર તે પ્રશન થશે ને આપણી બધે વાખવાખી થશે.

**શીરીન**—કેમ મીનોચેહેર તું એ શું બકે છે? નહી એમ નહી. હુ તારી શાથ શાહાદી તો કદી કરનાર નથી. હા, જેવી મેહેરબાનીથી મહને તું લાયો, તેવીજ મેહેરબાનીથી મને તારી એહેન ગણી તારે ત્યાં રેહેવા દે, નહી તો તારા પીતાને હું આ નીચ દગાની વાત કહી દેવશ અને તેવણ તારાપર રૂઠશે.

**મીનોચેહેર**—અરે નહી રૂથે નહી; રૂઠે શાનું! જાન તું લગન પછી કેહેજે. શું માહારી દીલબર માહારી સઘલી શાઓ ભંગ કરવા ઇચ્છે છે? નહી મેં સઘલી લગનની તેયારી કરવી છે માટે તું હમણા કેહેતીનાં. (ઘભરાઇને) પણ લે બાવાજીજ સાંમે આવે છે.

(ખશરૂ આવે છે.)

**ખશરૂ**—કેમ મીનોચેહેર હજીતો પરણુવાનો છે તેની અગાઉથીજ બઇરીમાં મશગુલ થઇ રહયો છે કે? કંઇ દરબાર કે ન્યાય ઉપર ધ્યાન આપવુંજ નથી કે? આજે કચેરીમાં કેમ નહીં આયો!

**મીનોચેહેર**—માફ કરો પીતા હું ખરેખાત ભુલી ગયો. પણ મેં તમોને પેલી એક વાત કેહવાને નહી કહયું હતું તે વીશે માહરી વાહાલી શીરીનની પરવાનગી માંગતો હતો, તેથી રોકાઇ ગયો.

**ખશરૂ**—પણ વાહાલા મીનોચેહેર તે વાત શું છે અને કેહેતો ખરો. ચાલ આપણુ મારાં દીવાનખાનામાં જઇ એ વાત કરીએ

શોરીન—મેહરબાન ખશરૂ શાહ, મારે તમને એ રજા આપો. જે વાત તમને આ દગાબાજ મીનોચેહેર કે મારેથીજ સાંભલો.

ખશરૂ—(અજબ થઇ) ચાલ નેકબાનું, મારી સાથ ખોલાસો કરઃ (સં

## પ્રવેશ બીજો.

### જંગલ.

(બે

બેહરામ—અરે ખોદા આટલો વખત વાં કાંઇ ઇધાણી મલતી નથી. હેનો જરાએ પતો રખડતાં થાકી ગયો છું, અને આ કાની દુર્ન હવેતો કંઇ જગા મલે તો હંઇજ ઇસ્વરની દીવસ ગુજારૂં. (શુવેછે) પણ નહી એમ શ નીરાંતે સુવું ? ના તેને શોધી કહાદીજ વાહ પણ આ સાંમેથી લોકોનું તોળું ઞ બતાવશે. જોવું હું એમને પુછુંતો ખરો.

ગોમતી માતા તારે ર

બેહરામ—મુજપર કૃપા કરી, કોઇ
હુંતો આ ઊજડ વગદામ

૧લો ચોર—કોણ છો તમોરે ભાઇ,
રજો „—આવું થયું છે કેમ હાંઇ,
બેહેરામ—હુછું એક ભુલો પડેલો શોદા...,
૩જો ચોર—તારેતો ઝાલો એને આયોછે શેકા

-ના, ના, એતો કાંપેછે ધરધર

-અરે મુજપર કાંઇ કૃપા કર—મુજપર

હમપર રેહેમ કરી, ઊતારી દો તમો સંધું

ાગળી બતાવી દઇએ, જો આળીદો બધું.

ૈરે ઓ મનુષ્યો તમ જોઇ કંપ છુતે,

ાણે આવે એ જો, એનું ગલું તુતે,

રે ૨ માટે એમને નહી લુટે,

ઝાલો એને જોઇએ રડે કુટે

ને હાલ નાણું ઘણું ખુતે.—હમપર.

(માર મારેછે.)

ાજી મુકીદે બધું ને પકડ તારો રસ્તો નહીતો (ઠોકેછે).

જીવ.

(ભારે મારામારી કરી પડી જાયછે.)

મને છોડો, મને મારશો નહી; હું તમને શંધુ

હીં.

ઠેકાણે આવી કે? તને પેહેલે કહયું કે ભઇ

હું તો રાજાછું ને હું તો સોદાગરછું ને હું

ગર હંઈ જંગલમાં ધકેલા ખાતા હશે કે?

સમજયો કે એ રાજા છે એમ કહેતો

એ.

મુકી દીયે.

ઇને આપણે નાસી જઇએ.

શું ને નાહાશે શું? એનો ટાટો પીશું એનો

બેહરામ—ના ભાઇઓ ના આ સઘલું લેવો ને મને સલામત જવા દો. વારૂં પણ કદરદાંન મીત્રો તમોએ કોઇ હંઇ સ્ત્રી જોઇછે? હું તો મારી બાયદીની સોધમો નીકલયોછું તે મારૂં ઘણું નાણું ને ઘરેણું ચોરી લઇ નહાસી ગઇ છે. પણ જો તે મલેતો તેને મારતા ના હો. મહને તરત કેહેવા આવજો ને હું તમોને મોટું ઇનામ આપસ. શીરીન તું કયાં હશે? હજી તને કયાં સોધુ? તારે ખાતર તે કયાં ભટકું?

(જાયછે.)

## પ્રવેશ ત્રીજો.

### ખશરૂનો મેહેલ.

(ખશરૂ મીનોચેહેર અને શીરીન બેઠાં છે.)

ખશરૂ—(ગુસ્સાથી) કેમ હવે તારી વાત કેહેની?

મીનોચેહેર—પણ પીતા તે કેહેતાં મને ત્રાસ ઉપજેછે તેમજ તે છુપાવતાં મને બેચેની પેદા થાયછે (બાજુએ) હવે કેમ કરૂં?

ખશરૂ—(ચીરડાઇને) કાંયે વારૂં?

મીનોચેહેર—જુવોની મેહેરબાન બાવાજી કેહેવાની એટલી ધાસતી છે કે કદાપી કાંઈ ખોટું થયું હોય તો તેથી તમો મારી સાથે ગુસ્સે થાવો અને છુપાવાની પણ એટલીજ બેચેની છે કે તે નહી જાહેર કરવાને લીધે અંદરથી મને મારૂં હૈયું કરડેછે કે હજી તું ખોલાશો કરી આવા પાપમાંથી કેમ મોકલો નથી થયો?

ખશરૂ—(અજબ થઇને) અરે તારે બોલની હેવું તે તું શું કરપીણુ કામ કરી આવ્યોછે જે તારૂંજ હૈદુ તનેજ હવે કરડે છે?

મીનોચેહેર—પીતા એમ ચીરદાવો નહી. કામ કંઈ એટલું બધું કરપીણુ નથી. માત્ર એતલુંજ છે જે હું શીરીનનો બીજો ધણી થયોછું. ફકટ એજ વધુ કાંઈ નહી.

શીરીન—(ચીરદાઇને) એ ઠગારા તું મારો ધણી નથી. મારો ખરો ધણી તો બીજો છે તું તો—

ખશરૂ—(અજબ થઇને) ત્યારે શું નેક બાનું તું પરણેલી છે?

મીનોચેહેર—(ધીમે અવાજે) હા બાવાજી તે અરદેશર રાજાના બેહરામ સાથ પરણેલીછે. પણ તે હવે હંઇ મને પરણવા આવી છે.

શીરીન—નહી કબુ નહી.

મેં માંની તુંજ પ્રીત સાચી.—(રાહ)

શીરીન—આએ વાતછે જુઠી તારી
આખીર જોઇ મેં ઠગાઈ
શું તુને શરમ નહી આઇ
એ નીચ બેઈમાન.
શું કહયું હતું તને પરણવા
દકટ કબુલયું મેં હંઇ આવવા
તુંજનો આસરો લેવારે
આએ વાત છે.

મીનોચેહેર—કેમ જાય હવે તું ફરી
મુંજના પેદરથી દરી
વીચાર કર તું વરી
એ નાદાન બેગુમાંન.
શું ભુલી ગઈ તું તારી આજીજી
કેમ માન્ય કીધી મેં તારી અરજી
અરે યાદ કર શંધુ એ ફરીથીરે
કેમ જાય હવે.

શીરીન—ખરૂં કહું માનજે આ સાચું
નહી હતું મુજનું હેત કાચું

ગુમાન નહી રાખ તું તારું રે

આએ વાત છે.

મીનોચેહેર- હા આએ સ્ત્રી છે કેવી બદકાર

નથી કરતી તે મારો વીચાર

અરે નજર ફેરવ જો મારો પ્યારરે

કેમ જાય હવે.

શીરીન—બશ તુંજથી છું હું કંતાલી

હવે મોહોબત મને દે આલી

ઈશ વીન નહી કોઈ વાલીરે

આએ વાત છે.

ખશરૂ—(શીરીનને) નેકબાનુ તારે તમારૂં હંઈ આવવું કેમ થયું?

મીનોચેહેર—પીતાજી હું શીકાર કરતો કરતો એને ગામ જઈ લાગો ને જયારે મેં ત્યાં સાંભલયું કે એતો અરદેશીરના બેહરામને પરણી ગઇ ત્યારે હું હેની પુઠે ગયો અને એને દુઃખમાંથી છોડવી હંઈ લાયો.

ખશરૂ—અરે દુષ્ટ તેં આ શું કીધું? તું કેમ એને હંઈ ધસડી લાયો? એનાપર શું દુઃખ હતું?

મીનોચેહેર—પણ પીતા એટલા ગભરાવો છો સાના. એ એની મરજી ખુશીથી આવી છે. મેં કાંઈ એમાં મોટો ગુનાહ કીધો નથી; ફકત બીજાની સ્ત્રી લઈ આયો, એમાં કાંઈ મોટો વાંક થયો નથી.

ખશરૂ—ચુપ રહે એ મુરખા, નહીતો અબઘડી તારા વાંકનો સવાદ હું તુંને ચખાદસ. બીજાની સ્ત્રી હરીલાયો એમાં કાંઇ ભારે વાંક કીધો નથી? કેવો મોટો ગુનાહ, વાંક પર બીજો વાંક.

મીનોચેહેર—લેવો મારા પેદર એટલા ક્રોધમાન કેમ થાવો છો; જે ખરેખરૂં છે તે તેમને કહી દઊછું; પછી તમને જોઇએ તો મને શીક્ષા

. તે કરો. હા મને પણ શક આવેછે કે જે સ્ત્રી એક ધણીને સાથે આવી તે તેમજમને તજી બીજા સાથે કાંય નહી જાય?
/ શક નથી. સ્ત્રીઓ હમેશ કપતી, દગાખોર, અને બીવફા હોયછે.

મગારૂ—કેમ તારે હવે તારી નેકીની વાત કરશે કે સ્ત્રીઓ ઉપર । ચલાવશે? મુગો મુગો કહી દે.

મીનોચેહેર—મારા વાહાલા પેદર અસલ એમ થયું જે જ્યારે હું રદેશીરને ગામ પુગો ત્યારે બેહેરામના શીરીન સાથ લગન થવાથી તેની આગલી માશુક ગુલબાનું બીમાર પડી અને તેની બીમારીમાં બેહરામ તેણીને અવારનવાર જોવા જતો હતો. જે મને એક ઠીક તક લાગી તેથી હું શીરીનને ૭શકેરવા લાગો અને તેના કાન ભેરવવા લાગો કે હેવો શું કામનો ધણી કે પોતાની પ્રીયાને મુકી બીજી સાથ પ્યાર કરે. તે કાચા-કાનની અને ભોલા દીલની હોવાથી મારૂં કેહેવું ખરૂંમાંની ભારે ગમ કરવા લાગી અને તેટલાંમાં ગુલબાનુની બીમારી વધવાથી બેહરામ વધુ રોકાતો ગયો, અને તેમ તેમ એને જુઠું શમજાવી અટડાવાનો મને સારો લાગ મલ્યો. અંતે ગુલ મરવા પડી તે દીવશે શીરીનનો વેહેમ એતલો વધ્યો કે તેજ રાત્રે મારો સાથે નીકલી પડવાને તેને કબુલ કીધું. અરે કમબખ્ત સાંહાંજ! ગરીબ બીચારો બેહરામ તેનાં મરણનો વીલાપ કરતો હતો તો મેં તેને પ્યારના આંસું નુછે છે એમ ખોટું શમજાવી કેહેવું તેણીનું મગજ બેચન કરી ઘેરો લીધું? પણ ઓ ખોદા હવે કાંઇ ચારો રહયો નથી.

**શીરીન**—અફસોસ આ કેહેવી ઠગાઇ (શીરીન બેહોશ થઇ પડે છે).

ખ્મારૂ—(ચોંકીને) ઊઠ એ. ઠગારા ઝદપથી આપણી દાશીને એની મદદે તેરી લાવ.

(મીનોચેર જાયછે અને દાશી સાથ દાખલ થાયછે)

(શીરીનને દાશી હુશીયાર કરેછે તેટલામાં
ખશરૂ ચીરદાઇને બોલે છે.)

**ખશરૂ**—ઓ દુષ્ટ આ તારો હેવાલ સાંભલી મારી છાતી ફાતી જાય છે તો ગરીબ બીચારા બેહરામને કેટલું લાગતું હશે? તેં શા માટે હાવું કરપીણુ કામ કીધું? શું કરવા તેં તેનું મન દુઃખવ્યુ? મીનોચેહેર એકદમ આ કમઅકલ સ્ત્રીને તેણે ગામ પાછી મોકલ. હુ તને એની સાથ પરણુવા નહી દઊં.

**શીરીન**—(હુશીયાર થઇને) ઓ મીનોચેહેર, ઓ મીનોચેહેર તેં આ શું નખોદ વાલ્યું? અરે મેહેરબાન રાજા મને ક્ષમા કરોને મને હંઇથી જવાદો. હુ એખલી ભટકશ મને ગમે ત્યાં રજડશ અને મારા બાકીના દીવશો પુરા કરશ.

**મીનોચેહેર**—નહી, માહારી વાહાલી શીરીન, કદીબી નહી. તારા પ્યારથી મારી છાતી વીંધાઇ ગઇ છે, તો હુ તને હવે કેમ છોડું? (ખશરૂને) બાવાજી મારી ઉપર એવો જુલમ કરવા કરતાં મારૂં ગલું કાપી નાખી મારો અંત આણુ તો બેહેતર થાય. (શીરીનને) ઓ પ્યારી શીરીન, હું તને એખલી રખડવા જવા દેવાનો નથી, પણ પાછી બેહરામપર તુંને મોકલી આપશ કે મારો ને તારો ગુનાહ માફ કરી તુંને પાછી પોતાની પતીવ્રતા સ્ત્રી તરીકે રાખે કેમકે હજુર તેં તારી પાક દામન સાચવીછે.

**શીરીન**—ઓ ખોદા, ઓ પરવરદીગાર, તેં આ શું કરયું છે? અરે મને મોહોત બખ્સ કેમકે મારાં હાલનાં હીણભાગય કરતાં તે મને વધારે સુખ આપશે. બેહરામ પાસ હું પાછી કેમ જાઊં?

**મીનોચેહેર**—કાંય માહારી દીલબર, તું શા માટે અંદેશો કરે છે? મારા પીતા ખુદ તને મેલવા આવશે. (પતાવીને) ચાલ જરા દાઢી થા.

**શીરીન**—(હાથ ઝટકાવીને) ઓ ઠગારા દુર રહે. તારી આ નીચ ચાલથી મારી બધી શુધ ઉડી ગઈ છે. તેં મને કેવું ખોટું શમજાવી આ આડે માર્ગે ઉતારવાની નીચ યુકતી કીધી? અરે તું તો કેહેતો હતો કે તારા બાપની મરજી તો મને દાશી બનતી અટકાવાની હતી, અને તું તો તેની મરજીથી મારાપર કદન કરી ત્યાં આયો હતો; તો તે કયાં રહયું? એક દાશી તરીકે રેહેવા દેવા કરતાં હવે મને એક ભીખારી તરીકે રખડતી જોવાને તું તેયાર થયો છે કની? હા પણ ખરૂં છે પોતાના ધણીને તજી કોઈ કદી શુખી થતું નથી. ઓ કુર મીનોચેહેર તું શું એમ ધારે છે કે હું હવે બેહરામ પાસ પાછી જવસ? અરે ખોદા હું તેને કીયું મોહનું દેખાડું? હું તેની આગલ જાઊં કેમ? અરે હું માફી તે કેહેવી રીતે માંગું? મારી જીભદી તે કેમ ઉપડવાની હતી? અરે હું તેને કહું શું? એમતો બનેજ નહી. કહેવત છે કે ગાયના થાનમાંથી કાહાડી લીધેલું દુધ ફરીથી અંદર જઈ શકતું નથી, તેમજ મારા ધણીના આસરા હેઠળથી નીકલી આવેલી હવે કેમ તેનીપાસ પાછી જઈ શકું! કઈ નહી; હવે તો તે સાહેબપર શબર રાખી મારા બાકીના દીવશ તેનીજ ભકતીમાં ગુજારૂં, કે મારા પાપનો પુરતો પશતાવો કરી તેની માફી મેલવું.

**ખશરૂ**—એ કમબખ્ત બાનું તુંને શી અભાગ લાગી કે હાવો સારો ધણી મુકી હાવા નીચ માનશ સાથ આવી તારેજ હાથે તારી હાવી દુર દશા તેં કરી છે? કાંઇ નહી પણ હજુર હું તારાપર મેહેર કરૂં છું અને મારેજ ધર તણે સાત દીવશ રાખીશ પણ સરત રાખજે કે તેટલામાં તારા ધણીને ત્યાં જવાની તું કાંઇ પણ યુકતી કરી રાખશે.

**શીરીન**—ઓ શાહ, મારા સુરંબી, મને મારા વેહેમોથી જે ખોતા વીચારો આવ્યા તેથી હું હાવી ઘેલી થઇ મેં આ ખોટું કામ કરયું, ને તેની મને પુરતી શીક્ષા થઇ ચુકી છે. અને હું તમારી રેહેમને કે તમારા મેહેલમાં રેહેવાને મુદલ હવે લાયક નથી. પણ હું તમારી પાસ ફરમેદી માંગી

લઊંછું કે એ વીશે તમારે કાંઇપણુ માહરા બેહરામને ચેતાવું નહી. કેમ જે હું પેહેલાં એની છુપી સોધ કરશ ને જો તે કોઇ બીજીને પરણુયો હશે તો એની સ્ત્રી તરીકેતો નહી પણુ એની દાશી તરીકે એને ત્યાં હમેસ રેહેવસ.

ખરારૂ—વારૂં થીકછે હયાંથી હવે જા.

(જાયછે.)

ખરારૂ—હા મીનોચેહેર મને તારા પર પણુ એટલી રીશ ચઢેછે કે તારૂં શું કરવું તે મને કાંઇ સુજતું નથી. ઘડીમાં તુંને કેદ રાખવાનો, ઘડીમાં તુને ગામ બહાર કાઢી મુકવાનો, ઘડીમાં તારો જાન લેવાનો, અને હેવા બીજા જુદા જુદા વીચારો આવે છે. ગરીબ બીચારા બેહેરામનો તે કેહેવો ગાહાન વાલી નાંખયો છે. અરે જરાક વીચાર તો કરતે કે તે તેણી માશુકવના કેહેવો જુરી મરશે? તે રાજ તે શું ચલાવી શકતો હશે? બધો વખત શીરીન ને શીરીનજ યાદ આવતી હશે.

એ બીચારાં સુખી જોદાંનો તેં કેહેવો ભંગ કીધો છે. બસ તેથી તને સજા એ કરૂંછું જે માહરા મોહોત પછી મારી ગાદીએ તારા જેવે નીચ, ધાટકી, ને બદમાશ રાજા કોઇ થાય નહી; તેટલા માટે તને રાજગાડીના શર્વે હકથી આજથીજ હું રદ બાતલ કરૂંછું કે મારી પ્રજાનાં પણુ સુખી તોલામાં કોઇનો તું હેવો ભંગ કરે નહી. જા બદકાર, તારા બાકીના દીવશ તે મોટા શાહેબની ભકતી કરી તારા ગુનાહની માફી મેલવવામાં ગુજાર.

(જાયછે તેટલાં મીનોચેહેર અતકાવીને.)

મીનેચેહેર—(ગુઠણુ મદીયે પદી) નહી શાંભલો પીતા, એવા ધાતકી ના થાઓ. મને ક્ષમા કરો. નહીતો એકદમ મને સુલીએ ચહડાવાની આજ્ઞા કરો કે એમ રખડી રજડી મારા દહાડા ગુજારવા કરતાં એકદમજ તે સાહેબને દરગાહે જઇ પુગું.

(બેસુધ થઇ પડેછે.)

## પ્રવેશ ચોથો.

### ખશરૂના ગામની સરહદ.

(શીરીન જોગનનાં વેસમાં અરધાં ઘેલાં
પણામાં ગાયણુ ગાતી ગાતી આવેછે.)

ફના હો ચુકા મએ ફના હો ચુકા.—(રાહ.)

**શીરીન**—શીતમ આએ શું, ઓ આફત આએ શું
ગજબ આએશું, ઓ બલા આએ શું.—શીતમ.
કેમ કરૂં હું, કયાં જાઊં નહી જાણું
કેમ કરી મુજનો અંત હું આણું—શીતમ.
ચાખ્યું છે ફલ મેં બીવફાઇનું
દુઃખ બી સહયું છે જુદાઈનું.—શીતમ.
મુજનું જીવવું હવે નહી કામનું
બહ્યું આએ જીવતર છે એ બદામનું.—શીતમ.
અરે બુરા વેહેમ તેં કાંય લીધો સદો
મુજનાં રૂદયમાં થયો કેમ વદો.—શીતમ.
વીશારી દીધો તેં મુજનો પ્યાર
કીધી તે અંતે મુજ વેહેમીને ખુવાર.—શીતમ.
કદી ના રાખતાં મનમાં અદેખાઈ
મેલવવા નાં દેતાં વેહેમને સરસાઈ—શીતમ.
થશે સર્વે વેહેમીના હાવાજ હાલ
અરે ખુદા મોહોત બખ્સ તું તતકાલ—શીતમ.
ખરે માંગી લઊં છું ઓ ઇશ તુંજ પાસ
શીક્ષા બહુ થઇ છે, પુરી પાડ આ આશ—શીતમ.

(ગાતાં ગાતાં ચોંકીને જોયછે.)

(અજબ થઇને) હા શું તે સાહેબની મેહેર છે, કે હજુર તો મારાં પાપનો પશતાવો પુરો થયો નથી તેટલાંજ તે રેહેમી દાતારે પેલો દુરનો દીવો મારી નજરે પાડયો છે. હવે ત્યાં જાઊં ને જો મને બંધ બેસતું મકાન મલે તો મારા બાકીના અભાગયા દીવશ ત્યાં પુરા કરૂં. અરે બેહરામ તુંને મેં કાંય તજયો? માહારી શી કમબખ્તી ને અભાગ લાગી કે રાણીનું સુખ છોડી આ જંગલ વેરાનમાં રખડવા આવી? અરે ખોદા મારી આંખ્યોજ કાંય નહી ફોડી નાખી? મારા કાન કેમ નહી બેહરા કીધા કે હાવા દુઃખમાં આવી પડતે નહી. ઓ મીનોચેહેર મેં તારો તે હેવો શો અપરાધ કર્યો કે તું મારી સાથે હાવો દગો રમયો? પણ ખોદા એનું ભલું કરજો; એને સુખ બખસજો; ને એનાં રાજપર હેને સલામત રાખજો. ઓ બેહરામ, બેહરામ.

(જાય છે.)

## પ્રવેશ પાંચમો.

### ખશરૂના મેહેલનો ઓરડો.

(મીનોચેહેર બેઠેલો છે.)

**મીનોચેહેર**—ઓ ખોદા, ઓ ખોદા, અરે પીતા, અરે શીરીન, એ તમે બધા કાંહાં છો? (ઉથીને) હા પીતા મને તજી ગયો? ઓ ખુદા, આ શું ગજબ? શીરીનનો પ્યાર મેલવતાં મારૂં રાજ ખોહી હું બેઠો છું. મેં પણ આ શું મોહકાણ વાલી. બીજાની સ્ત્રીને ઊંધું ચતું સમજાવી પુસલાવી હંઈ ધસડી લાયો ને તેને દુઃખી કીધી. અરે એટલુંજ નહી પણ હું દુઃખી થયો. તે સાથ શીરીન થઈ. અરે મારો પેદર પણ દુઃખી થયો. તેને જોઈ સર્વે સગાં વાહાલાં કેવાં દુઃખી થયાં હશે.

ઓ નઠારી જીભદી તારી એક કમબખ્ત લવારી કેટલું નુકશાન કરી શકેછે તેનો આ દાખલો હજુર તાજોજ છે. ઓ બાનુંઓ, ઓ ગ્રહસ્થો, ઓ મનુષ્યો, ઓ દેવતાઓ, હેવાં તુમરાં અઠદાવાના કરપીણ કામથી

શદા દુર રેહેજો; નહી તો નાહેક હાવી મોટી પીદા શરવપર લાવશો. હાઃ હવે પશતાવો કરવો નકામો છે. માટે આ દુઃખીયારા જીવને શાંમેના જંગલમાં જઇ પેલા વદનાં ઝાડ શાથ લટકતો થઇ બંધ કરૂં.

(જાયછે.)

## પ્રવેશ છઠો.

### જંગલ.

(મીનોચેહેરનું જોસમાં દાખલ થવું.)

**મીનોચેહેર**—ઓ દરામણાં જંગલ હવે હું તારે આધારે આવ્યોછું. બસ તું એકદમ મારો અંત આણ કે જે નીચ જીભે હાવી શુંદર બાનું અને તેનાં ભરથારનાં સુખનો ભંગ કીધો તે ભાગી તેના ચુરેચુરા થાય. ઓ જાનવરો, ઓ પાહાદો, ઓ ઝાડો, ઓ પર્વતો, ઓ નદીઓ, ઓ નાલાંઓ, તમો એકદમ ભેગાં માહારી ઊપર તુટી પડો ને મારો નાશ કરો.

(એક ઝાડ પર ચહડીને.)

છેલ્લી સલામ, મારા પેદર તને છેલ્લી સલામ.
છેલ્લી સલામ, મારી માયાલુ માદર, છેલ્લી સલામ.
છેલ્લી સલામ મારી શીરીન તને,
યાદ કરતી રેહેશે શદા તું મને.
છેલ્લી સલામ મારાં વાહાલાં રાજ,
છેલ્લી સલામ મારાં વાહાલાં તાજ;
છેલ્લી સલામ મારા બાપીકા મુલકને;
છેલ્લી શલામ કુલે ખલકને.
છેલ્લી સલામ મારી વફાદાર પ્રજા,
થઈ ચુકીછે મને હવે પુરતી શજા.
છેલ્લી સલામ ઓ નઠારી જીભદી તને,
તેંજ કીધો છે એટલો દુઃખી મને.

છેલ્લી સલામ, એ કમબખ્ત બેહરામ
હવે આ કંગાલ જીવતે મલશે આરામ.
એ ખુદા લખીછું મોહપર તારૂં નામ
બખ્સ આ દુઃખીઆરા જીવને શવર્ગનું ઠામ.

(ઝાડપર ફાંસો ખાઇ મરણ પામેછે.)

## પ્રવેશ સાતમો.

### જંગલમાં એક ઝુપડું.

(શીરીન આવેછે.)

**શીરીન**—હાઃ આ તેજ ઝુપડું કે જેનો ઝુક્તો દીવો આટલે આગેથી મારી નજરે પડયો! શુક્ર બરહકતાલા, તારા શુક્ર ગુજારૂંછું. તારી મેહેરથી હવે મારી છેલ્લી જગા આવી પુગી હોય એમ લાગેછે. હાઃ દીવો હોવા છતાં ઝુપડીમાં કોઇ હોય એમ લાગતું નથી. કંઈ નહી પણ તે રબનું નામ લઇ એનું બારણું ઠોકું કે ઝટ માલમ પડી આવશે.

(ઠોકેછે.)

**સાધુ**—(અંદરથી સાધુ પુછે છે.) કોણુ છે ભાઇ? કદી કોઇ હંઇ અગાઉ આવેલું નહી ત્યાં આજ આ સમે મારૂં બારણું ઠોકવાની કોણે હીમ્મત કરી છે ભાઇ? બોલ જલદીથી બોલ ને યાદ રાખ કે હું એક ગરીબ સાધુછું ને મને દુઃખ દઇ તું કદી સુખી થવાનો નથી.

**શીરીન**—એ દયાલુ સાધુ હું કેટલી ખુશી થઇછું કે જેવું મને ભાવતું હતું તેવુંજ તે શર્વ શકતીમાન સાહેબ બખ્સયું છે. હું પણ એક જોગનછું અને તે મોટા પ્રતીપાલની બંદગી આજ કેતલેક વખત થયો હું જુદા જુદા પ્રરવતો પર કરતી આવીછું. પણ હાલ મારાં તનના અને મનના દુઃખથી કંતાલી જઇ અંતે બેહસ્તનું મકાન છોડી આવી એક જંગલવાસી જગા શોધવા નીકલી છું; અને છેલ્લે તે સાહેબની કૃપાથી આજ

હંઇ આવી પોંહચીછું. ઓ ખોદા હું ખરેખર તારો પાડ માનુંછું. ઓ માયાલુ સાધુ, કૃપા કરી તારૂં બારણું ઊગાદ; હું બહુ થાકી ગઇછું.

(સાધુ બહાર આવે છે.)

**સાધુ**—હેવી તે કોણ જોગન છે જે પરવતપરની પોતાની ભકતી છોડી આ જંગલમાં આવીછે તું? અરે બાઇ તું કોઇ જોગન હોય હેવું લાગતું નથી. તું કોઇ બહુ પીડાયલી સ્ત્રી લાગે છે, ને તારૂં દુઃખ વિસરી જવા હંઇ આવી હોય એમ લાગે છે. માટે સત્ય કહી દે કે તું કોણ છે? કારણ નીશ્ચય જાણજે કે તારૂં ખોટારૂં મારી આગલ બીલકુલ ચાલનાર નથી. માટે કહે તું કોણ છે ને કયાંથી આવીછે? શત્ય કહી દે.

"સાચને કદી ન લાગે આંચ."

**શીરીન**—ઓ નેક સાધુ અરે તું માયાનો અવતાર છે ને દયાનો ભંડાર છે.

તારી મેહેરબાંની મારાપર હમેશ ચાલુ રાખજે અને મારાપર દયા કરી આજ મકાનમાં રેહેવાની મને પરવાનગી આપ. ખરેખર હું એક અભાગની રાણીછું. મારા ધણીથી છુટી પડવા પછી મને એટલું દુઃખ થાયછે, કે તે સહન નહી થવાથી અંતે અરધી દીવાની થઇ હું બાહાર નીકલી પડી અને સારાં નસીબે આ મુકાંમે આવી પોંહોંચી છું.

**સાધુ**—કેમ ધણી તે કરન છોડવો પડયો?

**શીરીન**—ઓ ભલા સાધુ તું એ વીશે મને કાંઇ પુછ નાં. તારા સવાલથી મને સર્વ વાત પાછી યાદ આવે છે ને તેથી બહુ દુઃખ થાયછે. ઓ: બેહરામ; ઓ બેહરામ તું કયાં હોશે!

(રડતી ભોંયપર પડે છે ને ઘણો વીલાપ કરેછે.)

**સાધુ**—ઊઠ ઓ નેક બાનુ, તું એમ ગભરા ના; આટલો બધો વીલાપ ના કર. કાંઇ નહી તને દુઃખ થાય એવી વાત હું કરવા ચાહતો નથી; તું

શાંત થા. મુસાફરીમાં બહુ થાકી ગઇ હશે તેથી આ ઝુંપડીમાં આવી આરામ લે.

શીરીન—અરે: ખુદા મારો છુટકારો કર.

(સાધુ ચાલેછે તેની પાછલ રડતી અંદર જાય છે.)

(બેહરામ ગાયણુ ગાતો દાખલ થાયછે.)

Just before the battle Mother.—(રાહ.)

બેહુરામ—કાંહ ભટકું તુંજ ખાતર વાહાલી
કેમ મેલવું તુંને પ્યારી.
હવે શકતી રહી નથી વધુ
બલ મુજનું ગયુંછે સંધુ.—કાંહ ભટકું.
ભટકતો રખડતો આવ્યો છું હું,
કેમ કરી હવે મલશે તું ?
નહી તો એ મોહત લે આવી મુજને
કે પેલી જેહાનમાં મલું હું તુજને—કાંહ ભટકું.
આવ્યો છું હુ રાજપાત છોડી
ભારે મુશીબત છે તોડી.
તુંજવન સંધુ છે અકારૂં
તારૂં તારૂંજ નામ છે પ્યારૂં.—કાંહ ભટકું.
પ્રવાસમાં ભુખ ને તરસ વેઠી
જમીઓ ચોર લોકની "મેઠી."
શહન કર્યાં છે બીજાં બેહદ દુઃખ
કે તુંજને મલવાનું થાએ સુખ.—કાંહ ભટકુ.
હવે પ્રભુ લાવ મુજનો અંટ
શકતી રહી નથી રાખવા ખંટ.

તોપણ જ્યાંવેર હું જીવસ
શીરીન તુંજતુંજ નામ હું લેવશ.—કાંઇ ભટકું.

શીરીન, શીરીન પ્યારી તું કાંહ છે
જો તુંજનો બેહરામ હંઇ મરેછે.
અરે દયાની કર કાંઇ નજર
મલ કે ગુજારૂં હું શુકર.—કાંઇ ભટકું.

(બેશી જાય છે.)

બેહુરામ—હાઃ આ જંગલ કેવું વેરાન ને દરામણું છે! પણ કેવું મધુર લાગેછે? પક્ષીઓના મીઠા સરોદ કેહેવાં કાંને પડેછે! ખરેખર મારાં રાજ્ય કરતાં આ જગા મને વધારે પસંદ પડે છે. પણ એ શીરીન તુંજ વગર એ અકારીછે. હજુર એની કાંઇ ખબર મલતી નથી તેથી મને બહુ ખેદ ઉતપન થાયછે. ઊતરથી દક્ષણ ને દક્ષીણથી પશ્ચીમ બધે ફરી વલ્યો પણ એનો પતો લાગે એમ લાગતું નથી. અરે ખોદા એમજ મારાં નશીબમાં રખડવાનું સરજયું હશે તો તેમ કર્યા વના કાંઇ ઇલાજ નથી. (ઉઠીને) પણ આ પગલાં કોણના દીશેછે? (અજબ થઇને) અરે આ એક સરખાંજ દીશેછે. હંઇ ઘણા જણ પ્રવેશ કરતા હોય એમ લાગતું નથી. બીજા કોઇના પગલાં માલમ પડતાં નથી. અને આ નાનાં પગલાં પણ મારી શીરીનનાંજ હોય એમ લાગે છે. હાઃ ખુદા એ શું ગજબ. હાઃ તેનાં નાના રમકડાં જેવા પગ અને મખમલ શરીકા સુવાલા હાથ, મોટી જેવા સફેદ દાંટ, દાદમનાં દાના જેવા રાતા હોઠ, અને ચલકતું નીદાર મને સંધુ કેવું યાદ આવેછે? ઓ કમબખ્ત શીરીન, તેં શા માટે મને તજયો? તારી મુરખાઇએ તારૂં ને મારૂં સત્યાનાહાસ વાલયું છે. ઓ જગતપતી, ઓ પરવરદેગાર, ઓ ભુપતી, ઓ દાતાર, ઓ ખોદા, ઓ પ્રતીપાલ, હવે માહારો છુટકારો કર. (વીચાર કરીને) કોણ જાને શીરીન પણ આ જંગલમાંથી ભટકતી ગઇ હશે અને તેનાંજ પગલાં પડી રહયાં હશે.

કાંઇ નહી; હવે તો જે થાય તે ખરૂં પણ પેલાં પગલાંની પુઠ પકડું. પછી ગમે તો જેહાનમમાં પોંહોંચુ; ગમે દરીયામાં ગરક જાઉં; ગમે જીનોના સ્થલમાં પડું; ગમે શેહતાનોના હાથમાં આવું; ગમે તે મારૂં થાય પણ આ જ રસતો પકડી શીરીનને મલું કે મરૂં.

(ચાલવા માંડે છે ને સાધુની જુપડીથી હરઘે રસ્તે આવી પોંહોંચે છે.)

ઓ કોંઇ મને હવે લેવોરે. હું તો હવે છેક થાકી ગયોછું. પગમાં કાંઇએ શકતી રહી નથી. આખુ શરીર ભુખને તરશે દુઃખે છે. પગમાં એટલું પણ જોર નથી કે આ ધુજતાં તનને સ્થીર રાખી શકે. (બેશી જાયછે.) આંખ્યો તણાયછે; માથું ચકરી ખાયછે; શાંધા દુઃખેછે; છાતી ધપ ધપ થાયછે; લોહી દોડતું બંધ પડી ગયલું માલમ પડેછે. અરે હવે મોહરે અંટ પાસે આવ્યો હોય એમ લાગેછે. ઓ ખુદા તું મોહત આપ કે આ દુઃખી જીવ તારે સ્વાધીન થાય. શાંહાજ પુરી થઇ હમણા રાત પડશે. આકાશ કાલું થવા લાગુંછે. એક મનુષ્ય કે રેહેથાણ નજરે પડતું નથી. સુર્ય હમણાં અસ્ત પાંમશે, તેની છેલ્લી રોશણીથી જોઉં કંઇ આરામ લેવાની જગા મલેછે? (ઉઠીને ચાલે છે) અરે આંશું છે? પેલી દુર ઝુપડી દેખાય છે. હા: હમણાંજ ત્યાં કોઇએ દીવો કીધો હોય એમ લાગેછે. જો કે હવે એક તસુ વધુ ચલાય એટલીબી શકતી નથી પણ છેલ્લે સુધ ધીરજ રાખી જ્યાંવેર આ સરીરમાં લોહીનું એક પણ તીપું છે ત્યાં વેહેર શીરીન તારી સોધમાં રખદવાને જરાએ પણ કદી હું પછાત પડનાર નથી. ઓ: શીરીન (બેશી જાય છે.) અરે બહુ થાક ચહદી છે તેથી આગલ ચલાતું નથી. પણ નહી તે સર્વ શકતીમાન શાહેબ શાહય થશે. ઉઠું ને ત્યાં જાઉં.

(લંગડાતો લંગડાતો જાય

(સાધુની ઝુપડી આગલ આવી પુગે છે. સાધુ રસોઇ પકાવેછે, શીરીન બંદગી કરેછે.)

**બેહુરામ**—ભાઈ કોઈ છે? મુજ સરખા ગરીબ શોદાગરને કોઇ મદદ કરશો. હું રસ્તે ભુલો પાડી ગોતાં ખાતો હંઇ આવી પુગો છું અને આજનો દીન તમારીં પાસ ઉતારો માંગુ છું.

**સાધુ**—ભાઈ હું એક ગરીબ સાધુ છું, અને માહારી સાથ માહારી એક ગરીબ બેટી છે. બીજુ કોઇએ નથી. અને તારા જેવા સોદાગરની માવજત થાય એમ મને ભાસતું નથી. તે છતાં તું ઊતારો લેવા ચાહેછે તો માહારે ના નથી. ચાલ અંદર આવ, અને હમારાથી જેટલું બનશે તેટલું તારી સગવડ અને સુખને માટે હમો કરવાને ચુકશું નહી. (અંદર જાય છે.)

**સાધુ**—(શીરીન તરફ જોઇને) બેટી, આપરે નસીબે એક પરોણો આવ્યો છે. એ કોઇ સોદાગર છે. ને આદે માર્ગે જવાથી હંઇ પોતાનો રસ્તો ભુલી ચાલી આવ્યો છે. હું જગલમાંથી કાંઇ ભાજી પાલો લાઊં તેટલાં તું એની બરદાસ્ત લઈ એના થાકેલા જીવને આરામ બખ્સ.

**શોરીન**—મારા માયાલુ ને માનવંતા પીતા, એ સોદાગર આપણે ત્યાં ભલે આવ્યા છે. (બેહરામને) ઓ નેક સોદાગર, આવો તમો ભલે પધારો. (સાધુને) પણ પીતા એ કોઈ ઊંચા ખાનદાનનો નબીરો લાગે છે, અને ઈ દુઃખના બલાપાથી રઝડતો હોય એમ દીશે છે. જુવો એનો ચેહરો વો ફીકકો મારતો જાયછે; એનાંમાં લોહી હોય એમ દીસતુંજ નથી; પણ મો જલદી જાવોને કાંઈ ભાજીપાલો લાવો કે આપણા સાદાં ભોજનથી ની શકતી, હુશીયારી સર્વ પાછી આવે. (બેહરામને) ભાઈ સોદાગર તું જરા નીરાંતે સુ ને આરામ લે.

**રામ**—ઓ નેક સાધુ, હું ખરેખાટ તમારો અંતકરણથી ઉપકાર ને ધારૂ છું જે હવે મારા દુઃખનો અંત આવશે. (બાજુએ)

હા: આ મારી શીરીનના જેવી કોઈ સ્ત્રી લાગે છે. (બેસે છે ને સાધુ જાય છે.)

**શીરીન**—કેમ ભાઇ મુસાફર તમો આટલા ગમગીન ને આતુર કેમ દેખાવોછો? શું તમો પણ માહારી માફક અભાગ્યા છો? શું કાંઇ દુષ્ટ બાયદી તમને તજી ગઈ છે? (અજબ થઇને) અરે એ બરફ જેવો સફેદ થતો જાય છે. અરે એના હાથ ઠંદા થાયછે. રખે હંઇ એ મરણ પામે. એ હરધો મરણતોલ લાગેછે. પણ નહી એની છાતી હજી હીલે છે. એનામાં જીવ હોય એમ લાગેછે. એ સ્વાસ લેછે; ચાલ ભલા સોદાગર તુ હંઇ સુ, ને હું ગીત ગાઉ કે તને નીંદ આવે અને આરામ થાય.

(ગાય છે.)

સુખમાં પોઢોરે તમો પ્રાણપતી.—(રાહ)
ચેનમાં સુવોજી શોદાગર ભલા
દીસોછો તમો કોઇ કમનસીબવાલા.—ચેનમાં
સુરત તમારી છે બેહરામની મીશાલ
અરે તેને યાદ કરૂં, હું હરકાલ.—ચેનમાં.
કેમ કરી ભુલશ, ઓ બેહરામ તને
યાદ આવેછે, સદા તું મને.—ચેનમાં.
મુર્ખાઇ શું કીધી, મેં તને તજી દીધો
ને મેં હેવો માર્ગ, નઠારો લીધો.—ચેનમાં.
ઓ બદકાર, ખરે મીનોચેહેર તું
પીતકાર નાંખું, તુંજ ઊપર હું.—ચેનમાં.
શું કરવા મને, કરાવી તે જુદાઇ
બદલો તું પામ્યો, ના કરતો રે ભુદાઇ.—ચેનમાં.
તું પણ રઝડયો, મને પણ રખડાવી
તારી લુચાઇથી, દીવાની બનાવી.—ચેનમાં.

તોપણ ખોદા, તને માફ કરશે
જો અંટકરણથી, મારી તું ચાહાશે.—ચેનમાં.
ઓ માહારા બેહરામ, કરૂંછું હવે ભકતી
તુંજ વણ જીવવાની નથી કાંઇ શકતી.—ચેનમાં.
ઓ ખોદા તુંજ પાસ, માંગી લઊં હું
બેહરામના મેલાપ માટે વીનવું હું.—ચેનમાં.
બેહરામ રેહેજે, તું સદારે સુખી
ઓ ખોદા બંધ કર, હવે આ જીવ દુ:ખી—ચેનમાં.

(સાધુ દાખલ થાય છે.)

**શીરીન**—(ઉઠીને) પીતા આ મુસાફર તો મરણ તોલ દીશે છે. અને તમો ગયા તાહારનો એમ સ્થીર પડી રહયો છે. રખે એ મરણ પામયો હોય.

**સાધુ**—નહી બેટી એ એની ભર નીંદ્રાસ્થીતીમાં છે. તું એને જગાડીશ નહી. આજ એનાં નસીએ દરરોજ કરતાં વધારે ખોરાકી મલીછે, તે સારી પેઠે પકાવી તૈયાર કરૂં તેટલાંમાં એ ઉઠશે. તું પણ તારી બંદગી કરવી હોય તો કરી લે, કે પછી એના સાથ રોકાવાથી રહી જાય નહી.

(સાધુ રાંધવા જાય છે.)

(શીરીન ભણે છે.)

**બેહરામ**—(હરધી હુંગમાં ધીમે અવાજે) અરે આ મેં શું સાંભલ્યું ? બેહરામની કમબખ્ત શીરીન જોગન થઈ પોતાનો વખત તેને યાદ કરવાનાં ગાયણને ભકતીમાં ગુજારેછે. એ શું મેં સ્વપનો દીઠો કે ખરેખર સાંભલ્યું ? (ઉઠીને) પેલી જોગન હમણાં ગાનું ગાતી હતી તેમાંજ એ કહેલું હોય એમ મને લાગે છે. જોઊં હેની પાસ ફરીથી ગવદાઊં કે પોતે શીરીન છે અથવા શીરીનની વાત હેને માલમ પડેછે તે જણાઈ આવે. (આગલ જઈ) બાઇ તમે હમણા જે હેવાલ ગાયણમાં કહયો તે તમને કેમ માલમ પડયો ?

(શીરીન ભણવામાં ગુતાયલી હોવાથી
કાંઈ જવાબ દેતી નથી.)

**સાધુ**—ભાઈ એ બાઈ તો બંદગીમાં મશગુલ છે. અને શું હેવાલ કહયો તે હું જાણુતો નથી. કે તને ખુલાસો કરૂં; માટે તું થોડીકવાર થોભ ને પછી આપણે ત્રણે સાથે એકેકનો હેવાલ કહીશું.

**બેહુરામ**—થીક છે તયારે તેટલાંમાં હું પણ તે સાહેબની બંદગી કરી લઉં.

ઓ મોટા દેવ તું વીશ્વનાથ—(રાહ)
ઓ પ્રભુ છું હું તારો, સદાનો ગરીબ દાશ
મુજની શીરોનમાંની, પુરી પાડજે આશ.
ખમયું છે બહુ હવે, શકતી મારામાં રહી નથી,
કેમ કરો એને મલું, મેલવું હવે હું કયાંથી?
મેહેર કરતું ઓ ખોદા, મુજ સરખા ગરીબપર,
વખત બહુ લાંબો કાહાડીયો, રાખી તુંજપર સબર
વાંક મુજનો થયો નથી, તેતો સત્ય જાણેછે તું,
વફાદારને ચુસ્ત પ્યારમો, રહયો છું ખરે રે હું.
મુંજને તો હવે આ દુઃખમાંથી, કંઇ કરી ઊગાર
શત માંનજે કદી ન ભુલું, તારો આભારરે આભાર.

(શીરીન બુમ પાડી પડે છે.)

**શીરીન**—ઓ રેહેમી કીરતાર, ઓ માયાલું પરવરદેગાર, તારો મને કેટલો ઉપકાર માંનવો જોઇએ કે અંટે તેં હમારો મેલાપ કીધો છે. ઓઃ બેહરામ, ઓઃ બેહરામ તારી અભાગની સ્ત્રી હંઇ છે. સાવધ થા, હુશીયાર થા, હવે આપનાં દુઃખનો અંટ આવ્યો છે.

(ઉઠે છે.)

**બેહુરામ**—(કોટી કરીને) ઓ: માહરી વાહાલી માહોરદાર, આ તારા શું હાલ? તને જોઇ હું કેટલો આનંનદ થયોછું તે કેહેવાની મારામાં શકતી નથી. પણ આપણે અંટે મલ્યા તેજ મોટા સંતોષની વાત છે. જ્યાં તેં સાહેબનું ચાહવું થાય છે, ત્યાં થવાનું કાંઇ બાકી રેહેતું નથી.

**શીરીન**—ઓ બેહરામ મને કદી હેવી આશા હતી નહી કે મારો હેવો મોટો ગુનાહ થવા છતાં તું મને હેવી રીતે દીલોજાનથી બાજશે. ઓ ડયાલુ ધણી હવે તું હંઇજ રેહ અને હું તારી ફરમાવેલી દાશી તરીકે માવજત કરશ.

**બેહુરામ**—ના માહરી વાહાલી શીરીન એમ કેમ થાય? મારી જે મોહોરદાર તે દાશી થાય એ બનેજ કેમ? ચાલ મારો કંઇ વાંક હોય તો તે મને માફ કર ને હાવું અભાગયું પગલું શા માટે લીધુ તે તું મને કેહે.

**શીરીન**—ઓ માયાલુ ને દયાલુ ધણી હવે મને મારો અપરાધ પુછો નહી તેના વીચારથી મને પાછી ગમગીની પેદા થાયછે. ઓ: અભાગયો દાહાડો—હું કેમ એતલી વેહેમી થઇ?

(પડી જાય છે.)

**બેહુરામ**—(ઊઠાદીને) નહી માહારી વાહાલી પ્રીયા, તું એમ ધભરા ના અને મને ખરેખરૂં કેહે કે હાવું પગલું તેં શા માટે લીધું કે કડાપી જો મારો તેમાં તકસીર હોયતો આ જીવ હવે જાય તેની અગાઉ તારી માફી મેલવું. વાસ્તે બોલ જડપથી બોલ તું એમ કાંય ચાલી?

**શીરીન**—ઓ વાહાલા ભરથાર જેમ બલતાંમાં તેલ રેડવાથી તેનો ભડકો વધતો જાય છે તેમ તમારા સવાલથી માહારા દુ:ખમાં વધારો થતો જાય છે. મને માફ કરો, ને જો તમારી સ્ત્રી તરીકે નહી તો દાશી તરીકે મને કબુલ કરી તમારા સવાધીનમાં લો.

**બેહુરામ**—નહી એમ થાય નહી; હું તને મારી વાહાલી પ્રીયા તરીકેજ ગણુશ. પણ તેના અગાઊ મારે જાણવું જોઇએ કે તું કાંય ગઈ?

અને ગઈ તો તયારપછી તું હંઈ કેમ આવી ?
અધર્મી માલમ પડી તો તેનાપર પાછો વીશવાસ એકદ
દાહયા માણસોની કેહેણી છે જે સ્ત્રીઓ કપટનો અવતાર
ઘાતક છે કોણ જાણે એકવાર મહને તજી તું પાછી હેવ
બીજી વખતે રમે. વાસ્તે મને સર્વે હેવાલ કહે કે મારા મ
થાય અને જો તું ખરે નીરદોશ હકે તો તને ફરી માહારી પ્રી
બોલ આનાકાની કેમ કરે છે ? જડપથી બોલ આ કાલજુ તે
તલપયા કરે છે. તારી સોધમાં તેને બહુ ખમયું છે ને હવે તે
મલે એમ લાગે છે.

શીરીન—જો તમો એવીજ હઠ લઈ બેઠા હો તો હું કહું સાંભલો. આપણા સુભ લગન પછી તમો હમેશાં ગુલબાનુંને ભેટવા હતા તેથી મારાં મનમાં શક ઉતપન થયો કે તમો તેને પણ ચાહતા અને એક મયાનમાં બબે તલવાર રાંખવાની નીચ યુકતી કરતા હતા તેવ તમે જે દગાખોર મીનોચેહેરને તમારે ત્યાં ઉતારો આપ્યો તેને માહા વેહેમોમાં એટલો બધો ઊમેરો કીધો કે જે દીને તમો ગુલબાનુંના આશૂ નુછતા હતા તેજ દીને હું રાત્રે તેના સાથ માડાં ભાગગે નીકલી પડી. તે તે ગામ પુગવાં પછી તેના પેદરને એ વાત માલમ પડવાથી મને તમારા પર પાછી મોકલવા કાહાડી પણ હું રજડતી રખડતી આ જંગલમાં આજ થોડુંક થયું નાહાસી આવી. એ સીવાય માહારી કાંઈબી ચાલ ઘેરવાજબી થઈ નથી.

બેહેરામ—અફસોસ, અફસોસ ઓ કાચા કાનની શીરીન તેં આએ શું કીધું ? ગુલને મલવા જવાનો મારો સબબ માત્ર તેનું દુઃખ વીસરાવવાનો હતો, કેમ જે તે માહારે લીધેજ તેવાં દુઃખમાં હતી; પણ શીરીન તેં કેમ જાણયું કે હું ગુલના આંશું નુંછતો હતો. !

.ર મને મીનોચેહેરે ઊંધું ચતું સમજાવીઊં ત્યારે મે
.ાફ ના પાડી પણ મેં કહ્યું જે જો હું મારી નજરે
.તુના પ્યારમાં જોઊં તોજ તારી સાથે નીકલી પડું તેથી
.ની શામેના ધર્મના મુકામમાં હમો ભરાયાં ને ત્યાં મેં તમને
નુંછતાં જોયાં.

**.રામ**—ઓ કમબખ્ત બનાવ. હા મારા પેદરનાં મરણની એક અગાઊ ગુલ મારી આગલ તેની નીશફળતાને લીધે ઝાર બેઝાર ી ને હુ તેને દીલાસો આપવા બેઠો હતો. ઓ તે સુંદર નારને લી તને પરણ્યો તેનો આએજ બદલો કે? ઓ અભાગી સ્ત્રી, ઓ ા બાનું, તેં કાંય નહી મને તેનો ખુલાશો પુછયો? ઓ બુરા વેહેમ, .હારા શક, ઓ નીચ કસરેવજ, ઓ નીમકહરામ મીનોચેહેર, મારા ા રહી માહારીજ ઘોર ખોદી નહીં વારૂં? ઓ નીચ, આ દુનયામાં શું સુખ પામયો હશે? એક ને દુઃખી કરી બીજો સુખી થાય? એ ાજ કેમ? ઓ દગાખોર મીનોચેહેર, તું હંઇ દુઃખી થશે એતલુંજ નહી ુ પેલી જેહાનમાં તારો ઠાર પણ થનાર નથી. શીરીન મને તારાપર ેટલી ચીર ચદેછે કે આ ઘડી તારૂં કાલજું ફાડી નાંખી તે બુરા વેહેમાને બાહાર ખેંચી કાહાડું.

**શીરીન**—હાઃ બેહરામ મને મારી નાંખ. મને બહુ શરમ છુટે છે. મને થાર કર; મારૂં લોહી નીચવી લે; મને મોહોત આપ.

**બેહુરામ**—બસ વેહેમી ઓરત, બસ કર. તારો અપરાધ હેવો મોટો છે કે તે કદી માફ થાય નહી. જે પુરૂષ કે સ્ત્રી બીજાનું સુખ જોઇ નહી શકે, તેમની અદેખાઇ કરી, વગર જાણુવે ખોટા વેહેમ લઇ જાય, અને જે કોઇનાં સુખનો ભંગ કરવા તેઓને ખોટું અઠડાવી ઊંધું ચતું સમજાવે તેઓ કરતાં વધારે પાપી, નીચ, દગાખોર, નીમકહરામ, અને ઘાતકી આ દુનીયામાં બીજું કોઇજ નહીં હશે.

(શીરીન એકદમ ગુંતણુ મંડીયે પડી ગાયછે.)

હરી જોગન એ દરદકી મુકતલા.—(રાહ)

**શીરીન**—અરે બેહરામ, શું કામ કરેછે આવી જુડાઇ
ભલાઇ કરી શા માટે લે છે ભુંડાઇ.—અરે બેહરામ.
રાખીતી તમોમાં મેં આશ રે સદા
ગણુયાતા તમોને મારા જીવના જહડા,
પણુ આ જુદાઇ તો લાવી છે ભારે પીડા.—અરે બેહરામ.
વીચાર આવતો મને, તુંજનો રાત દીન,
સદા રેહીતી હું ખરેખર ગમગીન,
છું હવે તુંજના આશરાને આધીન.—અરે બેહરામ.
વાંક થયોછે બેશક મુજનો ભારે
હવે વધું શું કહું તને ત્યારે
મારી મેલવશ, જવશ તેનેજ દવારે.—અરે બેહરામ.
આ મુજનો ગુનાહ, મને માફ કરો,
ફરીથી મને તમારી પ્રીયા ગણો
પશતાવો છે મુજને હવે બહુ થયો.—અરે બેહરામ.
શત્ય છે વેહેમોથી, હું ઊસકેરાઇ,
બીજાનાં સમજાવીયાથી હું રખડી,
અંતે તેના દગાથી છું હું ફસી.—અરે બેહરામ.
કમબખ્તી શું લાગી, કીધો નહી વીચાર,
એકદમ ઠરાવ કીધો નીકલવાજ બાહાર,
હવે મને માફ કર, ઓ મુજના પ્યાર.—અરે બેહરામ
કંઇબી દયા કરી, મુજને બચાવો
આ ભારે શંકતમાંથી મને છોડાવો
મેહેરબાની કરી પાછી પ્રીયા કરો—અરે બેહરામ.

વચન આપું છું, રેહેવસ હમેસાં વફા
ન થાઓ ગરીબપર એટલા કફા,
કદી ન કરૂં હું ફરીથી દગા—અરે બેહરામ.
હવે સાંભલજે, ઓ ખોદા આ બંદગી
બખશજે મારા બેહરામને લાંબી જીંદગી
છે મારી જીંદગી તેનેજ માટે સરજી.—અરે બેહરામ.

**બેહુરામ**—શખુર, શખુર, બશ બંધ કર તારૂં ગાંનું. મારૂં રૂદય હવે વધુ શાંભલી શકતું નથી, તે સ્વભાવીક રીતે નરમ હોવાથી હું તારી સાથે કંઇભી રીતે કઠણ ચાલ ચાલી શકતો નથી. ચાલ હવે આપણ બંને ભેગાં તે સાહેબની માફી ચાહીએ; કેમજે જો કે આપણ એક એકને દીલો-જાંનથી માફ કરી ચુકાં છૈએ તોપણ તેની માફી વગર તે રદ છે. હા: બુરા વેહેમો, અને નીચ તુમરાં અથડાવાથી થતા ગેરફાયદાનો આ દાખલો કોણ ભુલી જશે?

(ગાયછે.)

દેવ અને દાનાવની વચે—(રાહ)

**બંને**—બક્ષો માફી, હમને ઓ ખુદા,
જોઇ ચુકાં છીએ હમારી ખતા,
**શીરીન**—વેહેમ લીધો, જીગરે મે કારી
થઇ પેહેલી મારી ખતા.
પુછયું નહીં કાંઇ, માન્યું મેં સંધુ,
જે વેહેમી મગજે બાંધી તર્કના.—બક્ષો માફી.
**બેહુરામ**—ભુલ પણ થાઇ, ખરે રે મારી,
ખરા સબબ નહી જણાવીયા.
શા માટે હતી, મુજની મુલાકાત
કમબખ્ત નાચાર ગુલ પાસ.

ખરૂં જો કહી, ગયો હતે હું,
તો નહી થાતે તું એમ નીરાશ.—બક્ષો માફી.

**શીરીન**—સત્યછે કેહેવું, તારૂ આએ સાચું,
તો શા માટે લેતે આવું પગલું.
ચાલ થવાનું, હતું થઇ ચુકું
સમજ પડેછે હવે સઘલું.—બક્ષો માફી.

**બંને**—માટે ધડો આપણુ લઇએ, બુરા વેહમો ન કરીએ,
વેહમોનો ખોલાસો મેલવીએ.
કે પછવાડેથી ન થાએ, આપણુને પસતાવો,
સાથ એમ દુઃખી નહી થઇએ.—બક્ષો માફી.
માટે અંતકરણથી, માંગીએ માફી ઓ ખોદા,
હમો આજ ભેગાં તુંજ પાસ;
વીનંતી આ સાંભલ, છે તે ખરાં જીગરની,
બર લાવ ઓ દાદગર હમારી આ આશ.—બક્ષો માફી.

(એટલામાં સાધું તેવોની વચ્ચે આવી
એકુનો હાથ પકડી ગાય છે.)

ઇગ્રેજી—(રાહ.)

**સાધુ**—બસ બંધ કરો, હવે આ ગાનુ,
છે તે દાદગરે, સંધુ રે જાણીયું;
માટે કરો નહીં, તમો વધુ વીલાપ,
શું કામનો થાએ, ખોટા એ સંતાપ.
પધારો તમારે મુકામ ખુશાલ,
જાણીતો કરો, આ ખરો હેવાલ;

પાછું લેવો તમ તમારૂં રાજ,
ખુશી થાવો કે, એવો અંત આયો છે આજ.
માટે ધડો લઇ, પધારો મેહરબાન,
ભુલ ચુક માફ કરજો એ નેકનામ,
કબુલ કરો, આ "અરમ"ની સલામ,
"ખોદા બખશે, સર્વેને સુખ ને એ આરામ."

(પરડો પડે છે)




ધી બોંબે ઈનડસ્ટ્રીયલ પ્રેસ, નાં૦ ૩, હમમ સ્ટ્રીટ, કોટ.